સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી—ક્રમાંક ૩.

# ડોશીમાની વાતો

મારી આજીજી તો માતાઓની પાસે જ છે. એનાં પ્રેમલ અંતરમાંથી જ ધાવણની પેઠે આપોઆપ ઉછળેલી આ વાર્તાઓની ધારાઓ છે. કોઇ સાક્ષરે, કવિએ કે પંડિતે એ નથી જોડેલી. એમાં તો જનેતાનું હૃદય નીતરી રહ્યું છે. જે જનેતા ખોળામાં સુવાડીને ધાવણ પાય તેજ જનેતાએ પડખામાં ઘાલીને પોતાના સમજણા થયેલા બચ્ચાંને સૂવા ટાણે આ હૃદયની ધારાઓ પણ પાવી જોઇએ.

# સાંકળીયું

## ગુજરાતની તરૂણ માતાઓ !

"ઓ બા ! વાર્તા કહે ને !" એમ ઝંખી ઝંખીને તમારાં બચ્ચાં તમને સતાવતાં હશે. નાનપણમાં દાદીને મ્હોંયે સાંભળેલી વાર્તા તમને સાંભરતી યે નહિ હોય. કાં તો વાર્તા કહેવાની તમને નવરાશ નહિ હોય. વઢી વઢીને કે ધબ્બો મારીને તમે બચ્ચાંને સૂવાડી દેતાં હશો.

આ વખતે ડોશીમા ઘરમાં હોત તો કેવું સુખ થાત! કીકાકીકીને વાર્તા કીધા જ કરત. પણ અરે રે! કાં તો ડોશી-મા મરી ગયાં હશે. ને જીવતાં હોય તો કજીઆ કરીને તમે એમને આઘાં કાઢયાં હશે! ડોશી મા ટક ટક કર્યા કરે એ તમારાથી શે' સહેવાય ?

હવે પસ્તાવો થાય છે? તો, લ્યો હું પાછી આવું છું- ટક ટક કરવા નહિ, કીકા કીકીને વાર્તા કહેવા. તમેય સાંભ-ળશો ને ? એક વખત તમારે પણ દાદી થવું પડશે, હો !

લી.

તમે તરછોડેલી

ડોશીમા.

# પ્રકાશક તરફથી



ગુજરાતને રાજદ્વારી શિક્ષણ મળે તેવું સાહિત્ય જ વિશેષ ભાગે પ્રકટ કરવાની 'સૌરાષ્ટ્ર' ની ધારણા હતી, પરંતુ 'ડોશીમાની વાતો' જેવું ઉપયોગી સાહિત્ય આપવાનો લાભ અચિંત્યો મળી જાય તો તે જવા દેવો ઠીક નહિ લાગવાથીજ આ પુસ્તક આ રીતે રજુ થાય છે.

આ અંકુથી આ સાહિત્યને માસીક પ્રકાશન તરિકે ધોરણુસર મૂકી દીધું છે, અને તેને માટે માસીક ગ્રાહકો પણ કરવા શરૂ કર્યા છે. અમને આશા છે કે માત્ર ચાર રૂપિયામાં આવું દર મહિને એક પુસ્તક મેળવવાનો લાભ અમારા વાંચનારાઓ ચૂકશે નહિ, અને પોતાના સ્નેહીવર્ગમાં પણ એનો પ્રચાર કરવા અવશ્ય પ્રયત્ન કરશે.

આ વાર્તાઓનું સંશોધન કરી તેને પોતાની મીઠી વાણીમાં લખી આપવા માટે ભાઇ મેઘાણીનો હું જાહેરમાં ઉપકાર માનું છું.

રાણપુર<br>
૧૨-૨-૨૩

પ્રકાશક.

# એક બે વાતો

બાળ વાર્તાઓથી ભરપુર ખજાનો આપણા દેશની ડોશીમાઓ પાસે પડ્યો હતો. ધીરે ધીરે ડોશીઓ મરી ખુટી. જે રહી તેનો બુઢ્ઢાપણુનો રસ ઘરના કંકાસ તરફ ઢળી જઇ મલીન બન્યો. બાળકોના કિલકિલાટ બંધ પડ્યા. આજ બાળકોએ વાર્તાને અભાવે, જીવનમાંથી કેટલું જવાહિર ગુમાવ્યું છે તેનો આંકડો અદૃશ્ય કે અગમ્ય ભલે હોય ! એક દિવસ સમજાશે કે એ નુકશાની બેસુમાર છે.

બાળકેળવણી કે બાળસાહિત્યની યોજના એવાના હાથમાં સોંપાઇ કે જે બાળકોના મનોભાવ સમજી શકે નહિ. પરિણામે બાળસાહિત્ય જેવું કાંઇ ગુજરાતી ભાષામાં રહ્યું જ નહિ. એક દિવસે આપણી આંખ ઉઘડી, જાગ્યા, બાળ-સૃષ્ટિ પર નજર માંડી. બાળકોના ચહેરા પર વહેલી વહેલી વૃદ્ધાવસ્થા દેખી, દુનિયાદારીનાં ડહાપણ દેખ્યાં. પણ કલ્પનાની મસ્તી કયાં ઉડી ગઈ? મનોરથોનાં મોજાં કયાં શમી ગયાં? સાહસ કરવાની આતુરતા, શૂરાતનના તનમનાટ, એ બધાં કયાં સંતાયાં? આપણને લાગ્યું કે બાળ-સૃષ્ટિમાંથી કાંઇક ખોવાયું છે—કાંઈક રસભર્યું, રમતભર્યું, અદ્ભૂત અને આકાશગામી.

બાળ કેળવણીનો ક્રમ ઉથલાવી પાડવા, ને નવી દુનિયા રચવા આજ કોશીશો થાય છે. પણ હજુ એની એ જડબાંતોડ ભાષા, એ પાધરો બોધ દેવાની ઘેલછા, અગમ્ય વાતોને ન્હાનાં ભેજાંમાં ખોસી ખોસીને ભરી દેવાની ઉતાવળ— આજ નવા બાલ સાહિત્યમાં નજરે પડે છે. કંઠસ્થ સાહિત્ય તરફ લક્ષ્ય ખેંચાયું છે. પણ એને નવી ભાષાનાં અને નવા

ભાવોના શણગાર પહેરાવીને બગાડી નાખવામાં આવે છે. નદી કિનારે કાદવમાં કે પાણીમાં મસ્તી ખેલતાં છોકરાંને જરીનો વજનદાર પોશાક જ પહેરાવ્યા જેવું એ ગણાય.

એ ભય સાચો સમજાયો આપણા ગિજુભાઇને. કંઠસ્થ બાળસાહિત્યની સાચી ચાવી એમને જડી ગઇ. એમની સંગ્રહેલી બાળવાતાઓ આજે બાળકોને નચાવી રહી છે, અને મોટા નરનારીઓને ફરી એક વાર બાલ્યાવસ્થાનાં હાસ્ય-આનંદમાં ઉપાડી જાય છે.

ગિજુભાઇની વાર્તાઓ હાસ્યમય, વિનોદમય, બુદ્ધિ-ચાતુર્યવાળી, શબ્દચાતુર્યવાળી રમતભરી છે. આ સંગ્રહમાં ભેળી થયેલી વાર્તાઓમાં અદ્‌ભૂત રસ છે, કરૂણરસ છે, કલ્પનાના ખેલ છે, ગાંભીર્ય છે. એવી વાતોથી આપણું લોક સાહિત્ય છલોછલ ભર્યું છે. અંગ્રેજીમાં એને Fairy Tales કહેવામાં આવે છે.

આમાંની કેટલીએક વાતો બંગાળાની લોકકથામાંથી લીધેલી છે. એ વાંચતાં જ આપણી જૂની સ્મૃતિ જાગે છે, ને યાદ આવે છે કે એની એ વાતો આપણે ત્યાં પણ હતી. હું માનું છું કે લગાર પ્રસંગોના ફેરફાર બાદ કરતાં ભૂમિકા એકની એક જ છે. કેમ જાણે એકનાં એક ડોશીમા બન્ને પ્રાંતમાં આથડીને એની એ વાતો કહી આવ્યાં હોય! ચા-રસો પાંચસો ગાઉને અંતરે પડેલા પ્રાંતોનાં હૈયાનાં ઉંડાણમાં તો એકજ ધબકારા બોલી રહ્યા છે. ભારતવર્ષના એકરાષ્ટ્ર-તાનો આ પણ એક સબળ પુરાવો કાં ન હોય? બંગાળાની અંદર બાળ-સાહિત્યની વાડી આજ આપણા રાષ્ટ્ર-જીવનને અરે ઉન્હાળે ઉગી નીકળી છે. એની લીલી કયારીઓ

ભાળીને આપણને ગુજરાતીઓને આપણાં ઉજ્જડ ખેતરોને માટે લજ્જા જ આવે.

સોનબાઈ, નિર્દયાળુ અપ્સરા, નીતિવાન ચોર, રાજકુમાર રાજકુમારી—એ ચાર વાતો આપણાં ડોસાં ડોશી પાસેથી મળી. બીજી મેળવવા દસબાર ડોશીમાઓ પાસે કરગર્યો. પણ એ છિન્નભિન્ન સ્મૃતિઓમાંથી સળંગ વાર્તાઓ શોધવી મુશ્કેલ પડી. તથાપિ તપાસ ચાલુ છે. મેળવીને ફરી એક વાર એ આપણા ન્હાનાં ભાઈબ્હેનોને ભેટ ધરીશું. જેને જેને જડી આવે તે આંહી લખી મોકલે તો કેવું સારૂં!

ભાષા તો ડોશીમાની જ રાખવા કાળજી કરી છે. છતાં હું શિક્ષક નથી, બાળકોનો નિત્ય-સંગી પણ નથી. શંકા રહે છે કે સીધે સીધી આ વાતો વાંચીને ન્હાનાં ભાઇબ્હેનો કદાચ પૂરેપૂરી ન સમજે, તેથીજ આ અર્પણ થઇ છે આપણી ભણેલી ગણેલી ચુવાન માતાઓને. એ બ્હેનો રસભેર વાંચી શકશે તેની મને અનુભવપૂર્વક ખાત્રી છે. અને પછી તો, પોતાનાં બાળકની પાસે પોતાની ઢબે એ વાતો કહેવાનું જ બાકી રહે છે.

મારી તો આશા છે કે ન્હાનાં કે મ્હોટાં, નર કે નારી, સહુને આ વાતોમાં રસ પડવાનો. ડહાપણ, ડગલે ને પગલે તર્ક, દરેક કાર્યમાં બુદ્ધિ, જુક્તિ, અને આડમ્બર—એ નિત્યના જીવન-ક્રમથી આપણે કેટલીયે વાર થાકી જઇએ છીએ. ધરતીના સીમાડા વટાવીને ઉંચે ઉડવા આપણી કલ્પના તલસે છે. ફરી બાળાપણની રમ્ય સૃષ્ટિમાં મ્હાલવાનું મન થાય છે. તે વેળા આવી અસંભવ જણાતી વાતોમાં પણ આપણે તલ્લીન બનીએ, હસીએ, ને રડીએ પણ ખરાં. અને પશુપંખીઓ ઉપર પણ પ્રીતિ આવે.

બાળકોનાં હૈયામાં ન ઉતરે તેવી કેટલીએક બીનાઓ કે પ્રસંગો આવે ત્યાં સમજાવટ કરવી ઘટે. એ પણ બાળકો શાળામાં જઇને શીખે તેના કરતાં આવી વાતોમાંથી જ સમજી લ્યે. એટલે જીવનની ઝીણી ઘટનાઓ પણ એની નજરે આવે. શબ્દો પણ બાળકોને શીખવાય.

મારી આજીજી તો માતાઓની પાસે જ છે. એનાં પ્રેમલ અંતરમાંથી જ ધાવણની પેઠે આપોઆપ ઉછળેલી આ વાર્તાની ધારાઓ છે. કોઇ સાક્ષરે, કવિએ કે પંડિતે નથી જોડેલી. એમાં તો જનેતાનું હૃદય નીતરી રહ્યું છે. જે જનેતા ખોળામાં બેસાડીને ધાવણ પાય, તેજ જનેતાએ, પડખામાં ઘાલીને પોતાના સમજણા બચ્ચાંને સૂવાટાણે આ હૃદયના ધાવણની ધારાઓ પણ પાવી જોઇએ. માતાઓને ક્યારે માલુમ પડશે કે, વાર્તા સાંભળવાને કાજે બાળકનો પ્રાણ કેટલો બધો તરફડે છે ?

ચિત્રોને માટે, તેમજ એ ચિત્રોવાળી વાર્તાઓને માટે, બંગાળાનાં એક બાળકપ્રેમી બ્હેન શ્રીમતી સુખલતાનો આપણે સહુ અહેશાન માનીએ. બંગાળાની લોક વાર્તાઓના બે ત્રણ સંગ્રહ બહાર પાડી, પોતાનીજ પીંછીથી ચિત્રો ઉપજાવી, આ અપરિચિતા બ્હેને બાળકોની કેટકેટલી સેવા કરી ગણાય !

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
રાણપુર.
તા. ૧૮-૨-૧૯૨૩.

ઝવેરચંદ મેઘાણી.

# ડોશીમાની વાતો

## ઇલા

એક માળીને દીકરી હતી. તેનું નામ ઇલા. ગરીબ ઘરની છોકરી, છતાં ઇલા તો રૂપરૂપનો ભંડાર. સવારે છાબડી લઇને બગીચે ફુલ વીણે, ને ફુલમાંથી આખો દિવસ બેઠી બેઠી માળા ગુંથે. સાંજે એના ભાઈ-બાપ એ માળા વેચી આવે, ને એ પૈસામાંથી ગરીબ ઘરનું ખરચ નીકળે.

એક દિવસ બગીચામાં આવીને ઇલા જુએ છે તો ફુલ ન મળે. પાડોશી લઈ ગયેલાં. ઈલાની આંખોમાં પાણી આવ્યાં. હવે શી રીતે તે દિવસનું ગુજરાન થશે? કોઇને ઈલાએ ગાળો દીધી નહિ. એ તો તળાવને કાંઠે ગઇ. તળાવની અંદર ઘણાંયે રાતાં ને ધોળાં કમળ ખીલેલાં; કેમ જાણે હંસ બેઠાં હોય! વાંકી વળીને ઈલા ફુલ તોડવા લાગી. છાબડી છલોછલ ભરીને જ્યાં ઉભી થાય ત્યાં તો કોઇ બોલ્યું, “ઇલા!”

પાછી ફરીને ઇલા જુએ ત્યાં તો પાણીમાં એક મોટો સાપ બેઠેલો. ઇલા ચમકીને ઉભી રહી. એને બીક લાગી. પણ સાપની માનવીના જેવી વાચા જોઇને એના મનમાં કૌતુક થયું. ફરીવાર સાપ બોલ્યો, " ડરીશ મા, ઇલા! હું એક રાજકુમાર છું. એક મુનિના શાપથી, સર્પ બનીને આ સરોવરમાં રહું છું. મારાથી માણસો બીએ છે, ને કોઈ આ કિનારે આવતાં નથી. અરેરે! કેવાં માણસનાં મન! હું તો કોઇને જરાય કનડતો નથી. પાણીની અંદર એક મોટો મ્હેલ છે. એ મહેલમાં જઇને હું માનવીનું રૂપ લઉં છું, મહેલમાંથી નીકળતાં જ મારે સાપ બની જવું પડે. માછલાંની ને દેડકાંની વાતો મારાથી સમજાય છે. એ બધાંની સાથે એક બે વાતો કરીને મન હળવું કરૂં. પણ ગમે તેમ તોયે એ બધાં તો માછલાં ખરાં ને! ને હું તો માનવી, એની સાથે વાતો કરીને કાંઈ જીવાય? એટલે જ તને કાંઇક કહેવાનું મન થાય છે, તું તે સમજી શકીશ, ઇલા?"

ઇલાનું મ્હોં ઉઘડયું. એ બોલી, " શું કહો છો?"

સાપ બોલ્યો, " મારી સાથે તું વિવાહ કર. તને હું મારી રાણી બનાવીશ. કેટલાં કેટલાં મણિ માણેક ને કેટલાં કેટલાં હીરા મોતી તારા હાથમાં સોંપીશ. સુંદરી ઇલા! ચાલ મારી સાથે."

સાપની વાત સાંભળીને ઈલાને દુઃખ થયું. મનમાં થયું કે એની સાથે પાણીની અંદર જાઉં, ને જોઇ તો આવું કે કેવું એનું રૂપ છે, કેવીક એની ધનદોલત છે, ને કેવોક એનો ઘર સંસાર છે. અરેરે ! એ બિચારાથી એકલા શી રીતે જીવાતું હશે ?

પણ એને બીક લાગી. કાંઇ યે બોલ્યા વિના એ ઘેર ચાલી ગઇ. બીજે દિવસે પાછી ઇલા તળાવની પાળે આવી. કમળનાં ફુલ ગઇ કાલ ખુબ ખપેલાં ! પણ ફક્ત કાંઇ ફુલને માટે ઇલા નહોતી આવી. એના મનમાં હતું કે ફરી વાર એ સાપ મળશે.

તે દિવસ પણ સાપ આવ્યો, ને બોલ્યો, “ આવો, આવો, ઇલા ! મારી રાણી ! પધારો ! ”

કેવો દયામણો એનો અવાજ ! બે ડગલાં આગળ ચાલીને ઇલા પાછી થંભી ગઇ. પણ ત્રીજે દિવસે તો ઇલાને બીક લાગી જ નહિ. સાપે આવીને બોલાવી કે “ ઈલા ! ” ત્યાં તો તરત છાબડી ફેંકી દઇને ઇલા પાણીમાં પડી. ઇલાને પીઠ ઉપર બેસાડીને સાપ પાણીમાં ચાલ્યો ગયો.

પાણીની અંદર મોટો રાજમહેલ. પણ એમાં કોઈ યે માનવી નહિ ! નોકર ચાકર, બધાંય માછલાં. નવાં રાણીજી આવ્યાં, એટલે માછલાં તો આનંદમાં ને આનંદમાં નાચવા મંડયાં.

સાપે આવીને માનવીનું રૂપ લીધું. એવું રૂપ તો ઇલાયે કોઇ દિવસ નહોતું જોયું. એના મનમાં થયું કે અરેરે ! કેવો કઠોર મુનિ ! ક્યાં છે એ મુનિ ? એને પગે પડીને હું મારા પતિનો શાપ ટાળું. સાપે કહ્યું, " એ મુનિ તો હિમાલયમાં ગયા. ત્યાંથી પાછા નહિ આવે."

સાપને ઘેર દિવસ સુખમાં ચાલ્યા જાય છે. ઇલાને બે દીકરા ને એક દીકરી થયાં છે. છોકરાં તો જાણે ચંદ્રના કટકા ! ઇલાના મનમાં થયું કે આહા ! આવું રૂપ શું કોઇની નજરે નહિ પડે ?

ઇલાને ભાઇ-બાપ સાંભર્યાં. સાપને કહ્યું, " ઘણાયે વરસ થયાં મારે પીયર નથી ગઇ. એક વાર જઇ આવું. મ

ાણુ જાણે કેવું ય થાય છે."

એ સાંભળીને સાપની છાતી થરથરી ઉઠી. એ બોલ્યો, " ના, ના, ઇલા ! મ્હારી વ્હાલી ! જાઇશ મા !"

ઇલા બોલી, " જઇને જ ચાલી આવીશ. સાત દિવસની મુદત કરૂં છું. ગમે તેમ, પણ માબાપ તો સાંભરે ને !"

સાપ બોલ્યો, "તું જા, પણ છોકરાંને તો નહિ મોકલું."

ઇલાએ કહ્યું, " એ તે કાંઇ ઠીક લાગે ? આવાં ચંદ્રમા સરખાં છોકરાં ! મારાં માબાપ એને જુએ તો ખરાં !"

સાપ કહે, " ભલે જા, પણ બરાબર સાત દિવસમાં જ પાછી વળજે. મને એકલાં ગમશે નહિ, હો! પાછી આવ ત્યારે તળાવની પાળે આવીને બોલાવજે, કે " રાજકુમાર!" જો હું જીવતો હઇશ તો પીઠ ઉપર બેસાડીને લઇ જઈશ, અને સાદ કરીને તને જો દેખાય કે તળાવનું પાણી રાતું થઇ ગયું છે, તો જાણજે કે હું મરી ગયો છું. બીજું, આંહીની કાંઇ યે વાત ત્યાં કહીશ મા. જરા પણ નહિ. નહિ તો ભુડું થવાનું."

ઈલા કહે, " નહિ કહું."

છીપલીના ગાડીમાં બેસીને છોકરાં સાથે ઈલા તળાવની પાળે આવી. કેટલું યે જવાહીર સાથે લેતી આવી—અપરંપાર મણિ માણેક, પરવાળાં ને મોતી!

સાપ વળાવા આવ્યો. એની આંખમાં આંસુ આવ્યાં. ઈલા છોકરાંને લઇને પોતાને પીયર ગઈ.

ઇલાના ભાઈ–બાપ તો ગાંડા ગાંડા થઇ ગયા. એ બોલ્યા, " અરે ઇલા! તું કયાં હતી? આટલી બધી માયા તને કયાંથી મળી? કયા દેશના રાજકુંવર સાથે તું પરણી?" ઈલાએ લગારે વાત કરી નહિ.

પછી ભાઈઓ ઇલાનાં છોકરાંને આઘે લઈ જઇને છાના-

માના પૂછવા લાગ્યા કે "કયા રાજાને ઘેર તમે અવતર્યો? કયાં આવ્યું એ રાજ? કયે માર્ગે થઇને ત્યાં જવાય?" પણ છોકરાં કાંઇએ બોલ્યાં નહિ, એટલે છોકરાંને ડારો દીધો. તોયે તે કાંઇ બોલ્યાં નહિ. પછી એને ખુબ માર માર્યો. એટલાં બધાં માર્યાં કે બાળકોથી ખમાયું નહિ, ને બધું માની ગયાં.

ઇલાના ભાઇઓએ તળાવની પાળે જઇને સાદ કર્યો, "રાજકુમાર!" ત્યાં સાપ દેખાણો. સાપને કાંઠે ખેંચી લઇને ખુબ માર મારીને ઠાર કરી દીધો. ભાઇઓ છાનામાના ઘેર આવ્યા. મનમાં લાગ્યું કે આ સાપને હાથે કોઇક દિવસ આપણી બ્હેન મરી જાત.

સાત દિવસ વીતી ગયા. સાંજ પડી ગઇ હતી. ગરીબ ભાઇઓને ધન દોલત આપીને ઇલા બાળકોની સાથે તળાવની પાળે આવી. પાળ ઉપરના ઝાડનાં પાંદડાં ધ્રૂજતાં હતાં, પવન સુસુ અવાજ કરતો હતો. ઇલાનું હૈયું બીકમાં ને બીકમાં ધ્રુજી ઉઠયું.

ઇલાએ સાદ પાડયો, "રાજકુમાર!"

તળાવનું પાણી કંપી ઉઠયું. ઇલાએ જોયું ત્યાં તો બધું પાણી લોહી જેવું રાતું થઇ ગયું. કોઇ આવ્યું નહિ. ઇલા માથું પછાડીને મરી ગઇ. છોકરાં પણ "મા, મા," કરતાં મર્યાં.

---

# ફુલરાણી

---

એક હતી ડોશી. એને દીકરો દીકરી કંઈ નહિ. એના મનમાં એમજ થાય કે અરે રે! મારે એક દીકરો હોત તો કેવું સારૂં થાત ! મંદિરમાં જઈને ડોશી રોજ પ્રાર્થના કરે કે, " હે ભગવાન! એકાદ સંતાન આપો ને ! " એક દિવસ ભગવાન તુષ્ટમાન થઇને ડોશીના સ્વપ્નામાં આવ્યા. આવીને કહે કે " ડોશી ! મંદિરના પગથીઆ પાસે એક બી પડયું છે. તે લઇને તારી વાડીમાં વાવજે. એમાંથી કાંઇક નીકળશે."

ડોશીએ તો જઇને જોયું, ત્યાં સાચે સાચ મંદિરનાં પગથીયાં આગળ બી પડેલું. એણે એ બીને પોતાની વાડીમાં વાવ્યું. રોજ ઉઠીને ત્યાં જાય, ને પાણી પાય. એક દિવસ ત્યાં કોંટો ફુટયો. બીજે દિવસે પાંદડાં નીકળ્યાં. એમ રોજ ડોશી સવારે ઉઠીને ત્યાં જાય, ને રોજ ઝાડ મોટું થાય.

એક દિવસ ડોશી જઇને જુએ તો એક ધોળી ધોળી કળી ફુટેલી. ડોશીની નજર આગળ જ એ કળી ઉઘડી, ને અંદર જુએ તો કળીના કેશર ઉપર ફુલ સરખી એક સુંદર છોડી ઉભેલી. એક આંગળી જેટલી જ લાંબી છોડી. ડોશી તો રાજી રાજી થઇ ગઈ, ને એને ઘેર લઈ ગઈ.

એનું નામ પાડ્યું, "ફુલરાણી." એક છીપલીમાં ડોશી ગુલાબના ફુલની પાંખડી પાથરે, ને રોજ એમાં ફુલરાણીને સૂવાડે.

એક દિવસ રાતે ડોશી ફુલરાણીને ફુલના બિછાનામાં પોઢાડીને સૂઈ ગએલી. ઘરનાં બારણાં બંધ હતાં પણ ઘરની ખાળમાં થઇને એક મોટો દેડકો અંદર આવ્યો. ફુલરાણીને જોઇને દેડકાના મનમાં થયું કે "વાહ! કેવી રૂપાળી કન્યા! આને મારે ઘેર લઇ જાઉં તો છોકરાં બહુ રાજી થશે." એમ ધારીને એણે તો આખી છીપલી મોઢામાં ઉપાડી, અને લઈ ગયો પોતાને ઘેર.

તળાવની પાળે એક ઉંડું ભોણુ હતું. એમાં દેડકો રહેતો. ઘેર આવ્યો ત્યાં તો કચ્ચાં બચ્ચાં "ડ્રાંઉં ડ્રાંઉં" કરતાં દોડયાં આવ્યાં. બાપા કહે કે "ખબરદાર! કાંઇ બોલશો નહિ. આ છોકરી જાગી ઉઠશે. સવારે બધાંય એની સાથે રમજો."

સવાર પડયું. ફુલરાણી જાગી. જુએ ત્યાં તો ઘોર અંધારૂં, ટાઢું બરફ જેવું અને ચારે કોર ડ્રાંઉં ડ્રાંઉં. લફ લફ કરતાં રાક્ષસ જેવાં પ્રાણી દોડાદોડ કરે છે, અને એની સામે મોટા મોટા ડોળા ફાડીને જોઈ રહ્યાં છે. છોડી બિચારી બહુજ હેબતાઈ ગઇ, ને રોવા લાગી. એને રોતી ભાળીને



પા. ૯—એ કમળના પાંદડા ઉપર લાવીને ફુલરાણીને બેસાડી.

દેડકાંને દયા આવી. તળાવની પાળ પાસે એક કમળનું ઝાડ હતું. એ કમળના પાંદડા ઉપર લાવીને ફુલરાણીને બેસાડી.

ચારે તરફ આસમાની સરોવર, રાતાં રાતાં કમળ ખીલેલાં અને લીલાં પાંદડાંનું આસન હતું. તોયે ફુલરાણી રોતી રહે નહિ.

એને રોતી સાંભળીને સરોવરનાં માછલાં ભેળાં થયાં, અને પૂછ્યું કે " શું કામ રડે છે, નાની બ્હેન ! "

ફુલરાણી કહે કે, " મને આંહીથી જાવા દો. "

માછલાંએ ભેળાં થઇને એ પાંદડાની દાંડલી કાપી નાખી. એટલે પાદડું તો તરતું તરતું ચાલી નીકળ્યું. ફુલ-રાણી પણ માથેજ બેઠેલી. ચાલતાં ચાલતાં તળાવની સામી પાળે પહોંચી. ત્યાં કેટલુંયે ઘાસ ઉગેલું. એને ઝાલીને ધીરે ધીરે કાંઠે ઉતરી.

કાંઠે ઉતરવા જાય છે ત્યાં તો એક નોળીઓ દોડતો આવ્યો, અને ફુલરાણીને ઉપાડીને ઝાડની બખોલમાં લઈ ગયો. નોળીઓ જઇને માને કહે, " મા ! મા ! જો તો કેવું મઝાનું પ્રાણી હું લાવ્યો છું ! મારે એની સાથે પરણવું છે. "

મા કહે, " અરરર ! આની સાથે પરણાય ? એને તો બેજ પગ, એને પૂછડી યે નહિ, એને શરીરે રૂવાં નહિ. છોડી દે, છોડી દે. "

માએ કહ્યું, એટલે એ બિચારો શું કરે? ફુલરાણીને પાછો નીચે મૂકી આવ્યો.

ફુલરાણી આખા દિવસની ભૂખી હતી. એની ફુલ જેવી કાયા કરમાઇ ગયેલી. ત્યાં તો પડખે જ એણે એક ઉંદરનું દર જોયું. ડોશીને ઘેર ઉંદર જોયેલા, એટલે તે બહુ ડરી નહિ. એણે દર પાસે જઇને પૂછ્યું, “અંદર કોણ છે? મને કાંઇ ખાવાનું દેશો?”

એ સાંભળીને એક બુઢ્ઢી ઉંદરડી બહાર આવી. છોડી-ને જોઇને એ ડોશીને તો બહુ હેત આવ્યું. તરત જ એને અંદર લઇ ગઇ.

ત્યાર પછી ફુલરાણી તો ત્યાંજ રહેતી. ઉંદરડી જ્યારે બહાર ચારો લેવા જાય, ત્યારે ફુલરાણી ઘરને સાવરણીથી વાળી નાખે, પડખે ખડ ઉગેલું, એમાંથી ખડ લાવીને પથા-રી પાથરી રાખે, અને ઉંદરડી જે ખાવાનું લ.વે તે બેય જણાં મળીને ખાય. ઉંદરડીને કોઇ સગું નહોતું. ફક્ત એ-ક છછુંદરો કોઇ કોઇ વાર જાતો આવતો.

ફુલરાણી રોજ ખડ લેવા જાતી ત્યારે ત્યાં એક પંખી પડેલું જોતી. પહેલાં તો એને એ પંખીની બીક લાગી. પણ એણે જોયું કે પંખીની પાંખ તુટેલી છે, એટલે પછી એણે જઇને પંખીની ચારે તરફ ખડનું સુંવાળું બિછાનું કરી આ-

ખ્યું, અને દરમાંથી ખાવાનું લાવીને ખવરાવ્યું.

પછી તો રોજ ઉંદરડી જ્યારે બહાર જાય ત્યારે કુલરાણી પંખી પાસે આવે, બિછાનું કરી આપે, ને ખવરાવે. એમ કરતાં બેય જણાંનો જીવ મળી ગયો. ધીરે ધીરે પંખીની તુટેલી પાંખ સારી થઇ ગઇ. તોપણ પંખી રોજ ત્યાં જ રહેતું. કુલરાણીને મૂકીને બહુ આઘે એ જાય નહિ.

એક દિવસ ઉંદરડી ક્યાંઇકથી નવાં નવાં લુગડાંના કટકા ઉપાડી લાવી. કુલરાણીએ પૂછ્યું કે " આને શું કરશો ? " ઉંદરડી બોલી, " આ પહેરાવીને તને પરણાવશું. તારે માટે એક વર ગોતી કાઢયો છે. આ મારો ભત્રીજો છછુંદરો જોયો છે ને ? એ કેવો હુશીયાર છે ! એનું ઘર તો આપણા ઘરથી દસગણું મોટું, ને એના કોઠારમાં એટલું તો ખાવાનું કે એક વરસ સુધી ખુટે નહિ. વળી રૂપાળો કેવો ! આવું મઝાનું મખમલ જેવું કાળું ચામડું તો કોઇ ઉંદરને ન હોય, અને એના શરીરની સુગંધ કેવી ! અત્તર ગુલાબ પણ કુચ્ચા.

ઉંદરડી મનમાં બહુજ હરખાણી. પણ કુલરાણી તો મોઢે લુગડું ઓઢીને રોવા લાગી. ઉંદરડી ખીજાઇને બોલી, " ચુપ કર ! જો રોઇશ તો કાન ખચકાવી નાખીશ. "

સાંજ પડી, એટલે કુલરાણી છાનીમાની બહાર નીકળી, ને પંખી ભાઇની પાસે ગઇ. બધી વાત સાંભળીને પંખી

ભાઇ બોલ્યો, "ચાલ, હું તને મારી પીઠ ઉપર બેસાડીને આઘે આઘે લઇ જાઉં." પછી એને લઇને પંખી ઉડવા લાગ્યું. રાત પડી. આકાશમાં ચંદ્રમા ઉગતો હતો. પંખી ભાઇ અને ફુલરાણી એક બગીચા ઉપર થઇને જાતાં હતાં. નીચે જ્યાં નજર કરે ત્યાં તો જોયું કે બગીચામાં એક ઠેકાણે અપરંપાર રૂપાળાં ફુલ હતાં. કાન માંડીને સાંભળ્યું ત્યાં એમ લાગ્યું કે તે ઠેકાણેથી બંસીના સૂર આવે છે. ફુલરાણીએ કહ્યું કે ચાલોને, જોઇએ તો ખરાં કે ત્યાં શું થાય છે?"

પંખી ભાઇએ એને લઇને ધીરે ધીરે એક સુંદર ફુલ ઉપર ઉતારી, ફુલરાણીએ જોયું તો બધાંય ફુલ ઉપર પોતાના જેવાં જ એક એક પ્રાણી બેઠેલાં. અને એ બધાંને પતંગી-આના જેવી રૂપાળી પાંખો. કોઇ બંસી બજાવે છે, કોઇ ગાયન કરે છે, કોઇ નાચી રહ્યાં છે. ફુલરાણીને જોતાં જ એ બધાય એની પાસે આવ્યાં ને બોલ્યાં કે, "તમને અમારાં રાણીજી બનાવશું. તમે બધાં કરતાં વધુ રૂપાળાં છો." પછી બધાંએ એને માથે મુગટ પહેરાવી દીધો, અને નાની નાની બે રૂપેરી પાંખ એની કમર ઉપર ચોડી દીધી. આખી રાત બધાં રાણીજીની આસપાસ નાચ્યાં. પરોઢીયું થયું ત્યાં તો રાણીજીને ઉપાડીને એ બધી પરીઓ પોતાને દેશ ચાલી ગઇ. પંખીભાઇને પણ સાથે લઇ લીધું.



# બેલવતી કન્યા

એક હતો રાજા. તેને સાત દીકરા. છ પરણેલા, એક નાનો દીકરો કુંવારો. નાનો કુંવર રોજ ભણવા જાય ત્યારે મોટી પાંચ ભાભી આશીષ આપે કે, " તમારે સોનાની લેખણ થજો. " નાની ભાભી આશીષ આપે કે, " તમને બેલવતી કન્યા મળજો. "

નાનો કુંવર નાની ભાભીને પૂછે કે, " હેં ભાભી ! બેલવતી કન્યા ક્યાં હશે ? " ભાભી કહે કે " આહીંથી સાત દરીયા, ત્યાર પછી એક દેશ, એ દેશમાં એક તળાવ, એ તળાવમાં બેલવતી કન્યા રહે છે. "

એક દિવસ વહેલો ઉઠીને કુંવર મંડ્યો ચાલવા. ચાલતાં ચાલતાં સાત દરીયા વળોટીને આવ્યો એ તળાવ પાસે. તળાવની પાળે એક ઋષિની ઝુંપડી હતી. ઋષિને કુંવર પગે લાગ્યો. કુંવરની કોમળ કાયા જોઇને ઋષિએ એને પૂછ્યું, " તું ક્યાંથી આવ્યો, બેટા ? આંહી કેમ આવ્યો ? " કુંવર કહે, " આવ્યો છું તો બેલવતી કન્યાને પરણવા. " ઋષિ કહે, " જો, આ સામે તળાવ. આ તળાવની વચ્ચે એક ટાપુ છે. ટાપુની ઉપર બેલ ફળનું એક ઝાડ છે. એ ઝાડ ઉપર એક જ બેલફળ ટીંગાય છે. એમાં સૂતી છે બેલવતી કન્યા. એ ઝાડની આસપાસ રાક્ષસોની ચોકી છે. તારે તળાવમાં પડીને

એકજ શ્વાસે ટાપુ ઉપર પહોંચવાનું. ત્યાં એક બકરૂં બાંધ્યું છે તે પેલા રાક્ષસોની આગળ મૂકવાનું. રાક્ષસો બકરૂં ખાવા માંડશે, એટલે ઝાડ ઉપર ચડીને બેલનું ફળ તું તોડી લેજે. પછી પાછો પાણીમાં પડીને આંહી આવજે. પણ ધ્યાન રાખજે, આ બધું કામ એક શ્વાસે કરવાનું છે. શ્વાસ નીચો મેલીશ તો રાક્ષસો ખાઇ જશે."

રાજકુંવર હિમ્મત હાર્યો નહિ. એક શ્વાસે બેલફળ લઇને ઋષિ પાસે આવ્યો. ઋષિએ કહ્યું, "બેટા! જા તારે દેશ. ઘેર જઇને એ ફળને ભાંગજે. અંદરથી રૂપાળી એક કન્યા નીકળશે. પણ ખબરદાર, રસ્તામાં કયાંય ફળ ભાગીશ મા."

કુંવર પાછો ચાલ્યો. સાંજ પડી, ને એક સરોવર આવ્યું. કુંવર આખા દિવસનો થાકયો પાકયો હતો. મનમાં થયું કે લે ને આંહીજ આરામ કરૂં.

રૂપાળું સરોવર, કાંઠે લીલાં ઝાડ ઉભેલાં. પંખી બધાં કલ્લોલ કરી રહ્યાં છે. પણ કુંવરની ધીરજ તે કેમ રહે? એને એકલું ગમતું નહોતું. મનમાં થયું કે ઋષિ મહારાજે નકામી ના પાડી છે. આ ફળ ભાંગીને પેલી કન્યાને બહાર કાઢું તો વાતોચીતો થાય, આનંદ પડે ને રાત નીકળી જાય.

કુંવરે ફળ ભાંગ્યું. અંદરથી બેલવતી નીકળી. રૂપ

રૂપના ભંડાર. કુંવર કહે કે “ રાણીજી ! હું થાકી ગયો છું. ” કન્યા કહે, “ મારા ખોળામાં માથું રાખો, ને પોઢી જાઓ. ” માથું રાખીને કુંવર પોઢી ગયો. બેલવતી તો એ પોઢેલા પતિનું મ્હોં જોતી જાય, ને મનમાં મલકાતી જાય.

એટલામાં એક લુહારની બાયડી બેડું લઇને ગામમાંથી પાણી ભરવા આવી. બેલવતીને પૂછયું, “ તમે કોણ છો, બાઇ ! આ તમારે શું થાય ? ”

બેલવતી કહે, “ આ રાજકુમાર છે. એની સાથે મારાં લગ્ન થવાનાં. ”

એ સાંભળતાં લુહારની બાયડીની દાનત બગડી. કપટ કરીને તે બોલી, “ બાપુ ! તમે તો સુખીઆં છો ! ભગવાન તમારૂં ભલું કરજો. હું તો અભાગણી માંદી મરૂં છું. મારી સાસુએ પરાણે પાણી ભરવા મેલી છે. અરેરે ! હું આ તળાવમાંથી આખું બેડું શી રીતે બહાર કાઢીશ ?” એમ કહીને એણે ખોટું ખોટું રોવા માંડયું.

બેલવતીને દયા આવી. એ બોલી, “ બ્હેન ! લ્યો, હું તમને બેડું ભરી આવી દઉં. ” એમ કહીને, પોતાના સ્વામીના માથા નીચે રેશમી લુગડાં મૂકયાં, ને બેડું લઇને તળાવમાં ઉતરી. લુહારની બાયડી છાનીમાની પાછળ પાછળ ગઇ, ને બેલવતી જ્યાં પાણી ભરવા જાય, ત્યાં તો એક ધક્કો માર્યો, એટલે બેલવતી તળાવમાં ડુબી ગઈ.

લુહારની બાયડીએ આવીને રાજકુંવરનું માથું પોતાના ખોળામાં લઈ લીધું. રાજકુંવર જાગીને જુએ છે ત્યાં તો રૂપાળી બેલવતીને બદલે કદરૂપી-કાળી કાળી બાઇ બેઠી છે. એના મનમાં થયું કે અરેરે! ઋષિ મહારાજનું કહેવું ન માન્યું. રસ્તામાં બેલવતીને બહાર કાઢી, એટલેજ બેલવતીનું રૂપ ફરી ગયું લાગે છે. પણ હવે શું થાય? હાય હાય! મેં શા માટે આ ફળ રસ્તામાં ભાંગ્યું?

એને લઇને કુંવર દેશમાં ગયો. ત્યાં એની સાથે પરણ્યો. કુંવરને શું ખબર કે આ બેલવતી નહિ, પણ લુહારની બાયડી છે!

આમ કરતાં કરતાં ઘણા દિવસ વીતી ગયા. ઇશ્વરને કરવું છે, તે સાતે ભાઇઓ એક દિવસ શિકાર કરતા કરતા એ જ તળાવની પાળે આવ્યા, જ્યાં બેલવતીને ધક્કો દઇને એ પાપણી બાઇએ ડુબાવેલી. તળાવની અંદર જોયું તો એક કમળનું ફુલ ઉઘડેલું. ઓહો! કેવો રાતો રંગ! કેવી મીઠી સુગંધ! એવડું મોટું કમળ તો ક્યાંય ન હોય!

એને જોઇને નાનો કુમાર કહે, "ગમે તેમ થાય, પણ મારે એ કમળ જોઇએ."

મોટા ભાઇઓ કહે, "ના, ના, લઇશ મા. નક્કી એ કોઇ રાક્ષસી માયાનું ફુલ હશે! કમળનું ફુલ આવડું મોટું હોય જ નહિ."

પણ નાનો કુંવર કાંઈ સમજે ? એણે તો તળાવની પાળે જઇને ધનુષ લાંબુ કર્યું. કમળ ધનુષમાં આવ્યું, એટલે ખેંચ્યું. ત્યાં તો ડાંડલી ને ફુલ બધુંય બહાર નીકળ્યું. ફુલ હાથમાં આવ્યું તે વખતે જ એક પંખી ગાયન ગાતું ગાતું કુંવરને માથેથી ઉડી ગયું.

બધાય કુંવર પાછા ઘેર ગયા. છ રાજકુંવર તો ભાતભાતનાં જનાવર, ને ભાતભાતનાં પંખી લઈ ગયા; નાના કુંવરના હાથમાં તો એક જ રાતુંચોળ કમળનું ફુલ.

ફુલ લાવીને કુંવરે પોતાના મહેલમાં ફુલદાનીની અંદર ગોઠવ્યું. એક દિવસ કુંવર ઘેર નહિ. લુહારની બાયડી ફુલને જોતાં જ ધ્રૂજી ઉઠી. એણે ફુલની પાંખડીઓ વીંખીને બારીમાંથી બગીચાના ઉકરડા ઉપર નાખી દીધી. રાજકુંવર ઘેર આવ્યો. ફુલ જોયું નહિ. એને બધી ખબર પડી. એની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. રાણીને કહે કે "અરેરે! બેશરમી! તું કેવી કઠોર હૈયાની! આવું સુંદર ફુલ છુંદી નાખતાં તારી છાતી કાં થરથરી નહિ? એણે તારૂં શું બગાડયું હતું?"

થોડા દિવસ થયા, ત્યાં તો એ ઉકરડા ઉપર એક મોટું મોટું બેલનું ઝાડ થયું. એ ઝાડ ઉપર એકજ ફળ ટીંગાતું હતું. માળી આવીને એ ફળ તોડી ગયો. ઘેર જઇને જયાં ભાંગે છે ત્યાં તો માંહેથી એક રૂપાળી કન્યા નીકળી. માળીને

કાંઈ બાળક નહોતું. એ તો રાજી રાજી થઈ ગયો, ને બહુજ લાડ કરીને એ કન્યાને ઉછેરવા લાગ્યો.

પેલી બનાવટી રાણીને ખબર પડી કે માળીને ઘેર એક દેવાંગના જેવી દીકરી છે. એ છોડીને જોતાં જ રાણીના હૈયામાં ફાળ પડી. ઢોંગ કરીને રાણી માંદી પડી. વૈદ્ય ડાક્ટરો ઘણુય તેડાવ્યા, પણ રાણીને સારૂં થાય નહિ. એક દિવસ રાણી કુમારને કહે કે, " રાત્રે મને સ્વપ્નામાં માતાજીએ દર્શન દીધાં અને કહ્યું કે માળીના ઘરમાં એક દીકરી છે. એ ડાકણ છે. એણેજ તને આ કરી મૂક્યું છે. એને મારીને એના લોહીથી ન્હાઇશ તો જ તારો રોગ જાશે. " રાજકુંવરે તરતજ હુકમ કર્યો કે લઇ આવો એ છોડીનું લોહી. માણસો તલવાર લઈ છૂટ્યા. છોકરીને મારીને લોહીનું ઠામ ભરી લાવ્યા. બનાવટી રાણીએ એ લોહીથી સ્નાન કર્યું, એટલે એનો રોગ મટ્યો. એ છોકરીનો બાપ માળી ચોધાર આંસુએ રોયો.

એમ દિવસ ચાલ્યા જતા હતા. રાજકુંવરનું મન ક્યાંયે જંપતું નહોતું. હાયરે ! આટલી આટલી ચીજો લાવી આપે તો યે રાણીનું મન માને નહિ. જે માગે તે આપે, તો યે રાણી ખીજાતી રહે.

ઉદાસ રાજકુંવર એક દિવસ જંગલમાં નીકળ્યો. ચાલતાં ચાલતાં એક નદીને કાંઠે આવ્યો. ત્યાં એક મોટો

મ્હેલ જોયો. પણ અંદર કોઇ માનવી ન મળે. રાજકુંવર મેડી ઉપર ચડ્યો. અગાશીમાં જાય ત્યાં તો કોણ જાણે ક્યાંથી બે પંખી આવીને કઠોડા ઉપર બેઠા. બહુ સુંદર પંખી! મેઘ ધનુષ્યના સાતે રંગ કેમ જાણે એની પાંખમાં રમી રહ્યાં હોય! અને વાહ! પંખી માણુસનાં જેવાં ગીત ગાય! પંખી શું ગાયન ગાતાં હતાં?

પંખી ગાતાં હતાં બેલવતી કન્યાની વાત. રાજકુંવરે કેવી રીતે રાક્ષસોના ઝાડ ઉપરથી બેલફૂળ લીધું, પછી કેવો તે તળાવની પાળે સૂતેલો, લુહારની બાયડીએ કેવું કપટ કરીને બેલવતીને પાણીમાં ડુબાવી, પછી રાજકુંવર કેવી રીતે એ કમળ લઈ ગયો, અને ત્યાર પછી જે જે બનેલું તે બધું પંખીએ ગાયું. બધી જૂની વાત ગાઇ બતાવી. રાજકુંવરની આંખમાં આંસુ આવ્યાં. એણે પૂછયું, "રે પંખી! ક્યાં હશે એ બેલવતી કન્યા?"

પંખી બોલ્યાં, "રાજકુમાર! આંહીથી એક તીર ફેંકો. જ્યાં જઇને તીર પડશે ત્યાંથી પશ્ચિમ દિશામાં એક પહાડ છે. એ પહાડમાં હીરા મોતી જડેલા એક મહેલમાં એ બેલવતી એનાં માબાપ સાથે રહે છે. વરસે એક દિવસ આંહી આવીને રહે છે. છ મહિના પહેલાં આવેલ. છ મહિના વીત્યે આવશે. રાજાજી! આંહી રહેશો તો એને મળાશે."

છ મહિના સુધી રાજકુંવર ત્યાં રહ્યો. પંખીની સાથે વાતો કરતાં કરતાં વખત વીતી ગયો. છેલ્લી રાત પૂરી થઇ. પરોઢીએ કુંવર જાગે ત્યાં તો આઘેથી વાંસળીનો સૂર સંભળાય છે. ચારે બાજુ ફુલની સુવાસ પથરાઈ રહી છે. આવી, એ આવી, મારી બેલવતી! બેલવતી આવી પહોંચી. એનો હાથ ઝાલીને કુંવર રડી પડ્યો, ને બોલ્યો, "મને માફ કરજે, વ્હાલી બેલવતી! મને કાંઈ ખબર નહોતી."

ઝળક ઝળક થતો પાલવ લઇને બેલવતીએ કુંવરની આંખો લુછી, ને કહ્યું, "રાજકુમાર! રડો ના! મારા સોગંદ!"

બીજે દિવસે બેય જણાં રાજધાનીમાં ગયાં. રાજકુંવર બનાવટી રાણીને મારી નાખવા તલવાર લઇને દોડ્યો. બેલવતી આડી પડી. બનાવટી રાણી બેલવતીને પગે પડીને ચાલી ગઇ. ફરી વાર કુંવરે સાચી બેલવતી સાથે લગ્ન કર્યું, ને બેઉ જણાં સુખમાં રહેવા લાગ્યાં.



# સોનબાઇ

સાત ભાઇઓ હતા. સાત ભાઇ વચ્ચે એક જ નાની બ્હેન; બ્હેનનું નામ સોનબાઇ.

સોનબાઇ એનાં માબાપની બહુજ માનીતી. સાત ભાઇ પણ એના ઉપર પ્રાણ પાથરે. પણ સાત ભાભીઓથી સોનબાઇના લાડ ખમાતા નહોતાં.

માબાપ ચાલ્યાં જાત્રા કરવા. દીકરાને બાપ કહે કે, "મારી સોનબાઇને સાચવજો હો !" દીકરા કહે, "હો." સાતે વહુઓને મા કહે કે "મારી સોનબાઇને કોચવશો મા હો !" સાતે વહુઓ છાનામાના દાત ભીંસીને કહે કે "હો !"

માબાપ ચાલ્યાં ગયાં. નાનો દીકરો સાથે ગયો. મેડી ઉપર બેઠી બેઠી સોનબાઇ ઢીંગલી શણગારતી હતી. શણગારતાં શણગારતાં એક લુગડું નીચે પડી ગયું. મેડીએ બેઠી બેઠી સોનબાઇ કહે, "ભાભી ! ભાભી ! એ લુગડું દઇ જાઓને !"

ભાભી કહે કે "ઓહો હો ! રાજકુંવરીબા ! તમારે પગે કાંઈ મેંદી નથી મેલી. નીચે ઉતરીને લઇ લોને."

સોનબાઇની આંખમાં પાણી આવ્યાં, એને માબાપ સાંભર્યાં.

બીજો દિવસ થયો. છ ભાઈ સવારે ઉઠીને કામે ગયા. ભાભી કહે, ' સોનબાઇ, બેઠાં બેઠાં રોટલા ખાવા નહિ મળે. લ્યો આ બેડું, ભરી આવો પાણી. ' સોનબાઇ પાણી ભરવા ગઇ. માથેથી બેડું પડી જાય, લુગડાં ભીંજાય, ને માર્ગે માણસો મશ્કરી કરે. માંડ માંડ સોનબાઇ બેડું ભરીને ઘેર આવી, ને ગોળામાં પાણી રેડયું. પાછી બીજું બેડું ભરવા ચાલી.

ભાભીએ ગોળાને પાણો માર્યો. એટલે નીચેથી ગોળો નંદવાઈ ગયો. ને પાણી બધું ઢોળાઇ ગયું.

સોનબાઇ બીજી હેલ ભરીને આવે ત્યાં તો ગોળામાં પાણી ન મળે. બીજી હેલ રેડીને સોનબાઇ ત્રીજું બેડું ભરવા ચાલી. વળી આવીને જુએ તો ગોળામાં પાણી નહિ. નદી કાંઠે જઇને સોનબાઇ રોવા લાગી. એને રોતી સાંભળીને એક દેડકો એની પાસે આવ્યો. દેડકાએ પૂછયું, " તને શું થયું છે, નાની બ્હેન ! " સોનબાઇ કહે, " ભાભીએ ગોળો ફોડી નાખ્યો, પાણી ભરાતું નથી. " દેડકો સોનબાઇની સાથે એને ઘેર ગયો. જઇને ગોળામાં જ્યાં બાંકોરૂં હતું ત્યાં ભરાઇને બેઠો. પછી સોનબાઇએ પાણી રેડયું. આખો ગોળો

ભરી દીધો. પાણીનું એક ટીપું યે દેડકાએ બહાર નીકળવા દીધું નહિ.

ભાભીએ દાંત ભીંસ્યા.

ત્રીજો દિવસ થયો. ભાઇઓ કામે ગયા. સોનબાઇને બોલાવીને ભાભી કહે, "લ્યો, આ કમોદ. ગણીને દાણા દીધા છે. જાઓ, કમોદ ખાંડીને ચોખા કાઢી આવો. એકેય દાણો ઓછો થાશે, કે એકેય દાણો ભાંગશે તો જીવ કાઢી નાખશું."

ઝાડ હેઠળ જઇને સોનબાઇ બેઠી બેઠી આંસુ પાડે છે. ત્યાં તો અપરંપાર ચકલીઓ આવી પહોંચી. ચકલીઓ કહે, "નાની બ્હેન, રડે છે શું કામ?" સોનબાઇ કહે, "ભાભીએ કમોદ ખાંડવા દીધી છે. એકેય દાણો ભાંગે કે એકેય દાણો ઘટે, તો ભાભી જીવ કાઢી નાખે."

ચકલીઓ કહે, "અરે, એમાં તે શું?" એમ કહીને બધી ચકલીઓ વળગી પડી. ઘડીવારમાં તો બધા દાણા ફોલાઇ રહ્યા. એકેય દાણો ભાંગ્યો નહિ. દાણા લઇને સોનબાઈ ઘેર ગઈ.

ભાભી કહે, " રાંડ, એક દાણો ઓછો થાય છે. તું ખાઈ ગઇ હઇશ. જા લઇ આવ્ય. લીધા વિના આવીશ નહિ."

સોનબાઇ ઝાડ હેઠળ જઇને રોવા લાગી. ચકલીઓ દોડી આવી. સોનબાઇએ બધી વાત કહી. ચકલીઓ કહે, "બા-ઇઓ, તપાસો સહુ પોતપોતાનાં મોઢાં." એક બુઢ્ઢી ચક-લીની ચાંચમાં એક ચોખાનો દાણો રહી ગએલો. સોનબાઇ એ દાણો લઇને ઘેરે ગઈ. દાણો ભાભીને દીધો. ભાભીએ દાંત ભીંસ્યા.

ચોથો દિવસ થયો. ભાઇઓ કામે ગયા. સોનબાઇને બોલાવીને ભાભી કહે કે, "જા, આ એક ગાંસડી લુગડાં ધોઇ આવ્ય. બગલાંની પાંખ જેવા કરીને લાવજે, નહિ તો જીવ કાઢી નાખીશ."

એક ગાંસડી લુગડાં લઇને સોનબાઇ નદી કાંઠે ગઇ. બેઠી બેઠી આંસુ પાડવા લાગી.

એને રોતી જેઇને અપરંપાર બગલાં આવ્યાં. બગલાં કહે, "નાની બહેન! શું કામ રડે છે?"

સોનબાઈ કહે, "ભાભીએ ગાંસડી એક લુગડાં દીધાં છે. બગલાંની પાંખ જેવાં ઉજળાં કરવાનું કીધું છે, નહિ તો ભાભી જીવ લેશે."

બગલાં બોલ્યાં, "એમાં શું? ચાલો ભાઇઓ, લઈ લ્યો અકેક લુગડું ને ધોઇ નાખો."

થોડી વારમાં તો લુગડાં બગલાંની પાંખ જેવાં ઉજળાં ધોવાઇ રહ્યાં. લઇને સોનબાઇ ઘેરે ગઇ.

ભાભી કહે, " એક લુગડું ઘટે છે. રાંડ ! તેંજ ચોરી લીધું હશે. જા, લઇને આવજે."

વળી સોનબાઇ નદી કાંઠે ગઇ. બગલાંને બધી વાત કહી. બગલાં કહે, "ભાઇઓ, તપાસો પોતપોતાની પાંખ." એક બુઢ્ઢા બગલાની પાંખમાં લુગડું ભરાઇ રહેલું. એ લઇને સોનબાઈ ઘેર ગઈ.

ભાભીઓએ દાંત ભીંસ્યા.

પાંચમો દિવસ થયો. ભાઇઓ કામે ગયા. સોનબાઇને ભાભી કહે કે, "જાઓ વગડામાં. છાણાં લાકડાંનો ભારો લઇ આવો."

સોનબાઇ કહે, " ભાભી, ભારો બાંધવા દોરી દેશો?" ભાભીએ દોરી દીધી નહિ. વગડામાં બેસીને સોનબાઇ આંસુ પાડે છે. ત્યાં એક મોટો સરપ આવ્યો.

સરપ કહે, " નાની બ્હેન, રડે છે શું કામ ? " સોન-બાઇ કહે, " ભાભીએ દોરી નથી દીધી. ભારો શી રીતે બાંધું ? "

સરપ કહે "બ્હેન, તારા ભારાને હું વીંટળાઈ વળીશ. તું ઘેરે જઇને ધીરે ધીરે ભારો નીચે મેલજે, એટલે મને વાગશે નહિ." સરપની દોરડી કરીને સોનબાઇ ઘેરે ભારો લઇ ગઇ. ભાંભીએ દાંત ભીંસ્યા.

ભાભીઓની દાઝ તો મટી નહિ. એ તો રોજ રોજ પોતાના ધણીના કાન ભંભેર્યા કરે, સોનબાઇનાં વાંકાં બોલ્યા કરે. એમ કરતાં કરતાં ભાઇઓને પણ સોનબાઇ ઉપર ખીજ ચડવા માંડી. વારે વારે સોનબાઇને વઢવા લાગ્યા.

એક દિવસ સોનબાઇને નહાવું હતું. એનાં બધાં ય લુગડાં ફાટી ગએલાં. નવાં લુગડાં માગે તો ભાભીઓ કહે કે, "ડામ લે." સોનબાઈ બહુ જ રોઇ, એટલે ભાભીએ પોતાની એક ચુંદડી દીધી, ને કહ્યું કે, "રાંડ! જો આ ચુંદડીને જરાય ડાઘ પડશે, તો જીવ કાઢી નાખીશ."

સોનબાઈ કહે, "ભાભી, હું ખુબ સાચવીને રાખીશ." સોનબાઇ નહાવા બેઠી, એટલે ભાભીએ એ ચુંદડી ઉપર છાનામાના તેલના છાંટ[illegible]ા.

નહાઇને સોન[illegible]. જુએ ત્યાં તો ચુંદડી ઉપર તેલના ડાઘા! રોતી રોતી એ બિચારી ભાભીની પાસે આવી. ભાભીએ બધી વાત ભાઇને કહી. ભાભી બોલ્યાં, "આ રાંડને નહિ મારી નાખો તો અમે ગળે ફાંસો ખાઇને મરશું."

ભાઇને ખીજ ચડી, એણે સોનબાઇને મારી નાખી. ભાભીએ એ ચુંદડી સોનબાઇના લોહીમાં રંગી. પછી ભાઇઓ જઇને સોનબાઇને દાટી આવ્યા.

પણ સોનબાઇનો પાળેલો એક કૂતરો હતો. કૂતરો રોજ રોતો રોતો સોનબાઇને દાટેલી તે જગ્યાએ જાય; એને મારે તોયે કૂતરો ત્યાં ગયા વિના ન રહે.

ભાભીઓનાં મનમાં થયું કે આ કૂતરો બધી વાત કહી દેશે. પછી કૂતરાને પણ મારી નાખીને ભાભીઓએ સોન-બાઇની પડખે દાટયો.

થોડા દિવસ થયા. સોનબાઇને દાટેલી ત્યાં એક લીંબડો ઉગ્યો. કૂતરાને દાટેલો ત્યાં એક પીપળો ઉગ્યો. બેય ઝાડ બહુ મોટાં થયાં.

જાત્રા કરીને માબાપ ચાલ્યાં આવતાં હતાં. રસ્તામાં લીંબડો પીપળો આવ્યાં. નાનો દીકરો કહે કે, "આંહિ પોરો ખાઇએ."

"વાહ રે ! કેવાં રૂપાળાં ઝાડ !" એમ કહીને નાનો દીકરો લીંબડા પીપળાની ડાળ હલાવવા માંડયો. ત્યાં તો જમીનમાંથી જાણે કોઇ ગાવા લાગ્યું કે

કોણ હલાવે લીંબડી ?
કોણ હલાવે પીપળી ?
ભાઇની મારેલ બે'નડી !
ભોજાઇની રંગેલ ચુંદડી !

નાનો ભાઇ તો હેબતાઇ ગયો. સોનબાઇના જેવો આ કોનો સાદ હશે ?

પછી લીંબડાની હેઠળ એણે ખોદયું. ત્યાં તો સોનબાઇ નીકળી. પીપળાની હેઠળ ખોદે ત્યાં સોનબાઇનો કૂતરો નીકળ્યો.

નાના ભાઇએ પોતાની એક જાંઘ ચીરીને એક જાંઘમાં સોનબાઇને સંતાડી, અને બીજી જાંઘમાં કૂતરાને સંતાડયો. બધાં ઘેરે ગયાં.

માબાપે અને ન્હાના ભાઇએ પૂછયું કે, “ સોનબાઇ કયાં ? ”

ભાભીઓ કહે કે “ રમવા ગયાં છે. ”

રાત પડી, સહુ જમવા બેઠાં. ભાઇ કહે, “ સોનબાઇને બોલાવોને. ”

ભાભીઓએ ગામમાંથી એક બાડી છોડીને હાજર કરી, ને કહ્યું, “ આ સોનબાઈ. ”

નાનો ભાઇ કહે, "આવી સોનબાઇ? એની આંખ બાડી કેમ?"

ભાભીઓ કહે, "તમે નહોતાં ત્યારે એક આંખ ફુટી ગઇ છે. આટલાં બધાં વરસ થયાં, તે સોનબાઈનું રૂપ બદલી ગયું છે."

હસીને ભાઇએ પોતાની જાઘંમાંથી સાચી સોનબાઇને બહાર કાઢી, ત્યાં ભાભીઓનાં મોઢાં કાળાં ક્રાળાં શાહી થઇ ગયાં.

બીજી જાંઘમાંથી કૂતરો નીકળ્યો. ભાભીઓને મરવા જેવું થયું.

ભાઇ કહે, "આ રાંડોનાં નાક કાન કાપીને ઉંધે ગધેડે બેસાડીને ગામમાં ફેરવીશ."

સોનબાઇ આડી પડીને કહે કે, "ભાભીઓને કાંઇ કરો તો મારા સોગંદ."

ભાભીઓ તો રોતી રોતી સોનબાઇને પગે પડી. સોન-બાઇની આંખમાં પણ આંસુ આવ્યાં. છ ભાઇ ઘેર આવ્યા, બહુજ ભોંઠા પડયા, માબાપના ખોળામાં માથું મૂકીને ખુબ રડયા, સોનબાઇને પડયા.

પછી બધાં એ વાત વિસરી ગયાં. સોનબાઈ મોટી થઇ એટલે પરણીને સાસરે ગઈ.

# ભાઇ બ્હેન

એ હતાં ભાઇ બ્હેન. એની સગી મા મરી ગયેલી. નવી મા એ ભાઈ બ્હેનને બહુ દુઃખ દેતી.

એક દિવસ ભાઇ કહે, "જો, બ્હેન આપણી મા મરી ગઇ. બાપ પણ નથી. નવી માનું દુઃખ ખમાતું નથી. ચાલો, આપણે ભાગી જઇએ." બ્હેને હા પાડી. ભાઈ બ્હેન હાથના આંકડા ભીડીને ઘેરથી બહાર નીકળ્યાં.

વરસાદ વરસે છે. પલળતાં પલળતાં બેય જણાં આઘે આઘે ક્યાંય ને ક્યાંય ચાલ્યાં જાય છે. એમ કરતાં સાંજ પડી. ત્યાં તો એક વનમાં તે આવી પહોંચ્યાં. આખો દિવસ ખાધેલું નહિ, અને ખુબ ચાલેલાં, એટલે બેયને ઉંઘ આવતી હતી. એક ઝાડ હેઠળ જઇને ભાઈ બ્હેન ઉંઘી ગયાં.

જ્યાં ઉંઘ ઉડી ત્યાં તો સવાર પડી ગયેલું. તડકો ચડી ગયેલો. ભાઈ કહે, "બ્હેન! હું બહુજ ભૂખ્યો ને તરસ્યો થયો છું. ચાલો, આટલામાં ક્યાંક નદી હોય તો જોઇએ."

હવે આંહી એને ઘેરે શું બન્યું? એની નવી મા હતી ડાકણ. એ રાંડને ખબર પડી ગઈ કે છોકરાં મરી નથી ગયાં. એટલે તે છાનીમાની વનમાં આવીને વનનાં બધાં

ઝરણામાં મંત્ર નાખી ગઈ. ભાઈ બ્હેન પાણી ગોતતાં ગોતતાં એક ઝરણાને કાંઠે આવ્યાં. ભાઇ જ્યાં પાણીનો ખોબો ભરીને પીવા જાય, ત્યાં તો બ્હેને ઝરણામાં કાંઈક અવાજ સાંભળ્યો. પાણી ખળખળ કરતું જાણે બોલતું હતું કે "પીશો મા, પીશો મા, જે આ પાણી પીશે તે શિયાળ થઈ જાશે."

એ સાંભળીને બ્હેને ભાઇના ખોબામાંથી પાણી ઢોળી નાખ્યું, ને કહ્યું કે "ભાઇ, ચાલો, બીજું ઝરણું ગોતીએ." થોડે આઘે જાય ત્યાં બીજું ઝરણું આવ્યું. કાંઠે બેસીને ભાઈ જ્યાં ખોબો ભરે છે, ત્યાં તો પાણીમાંથી જાણે કોઇ બોલ્યું કે "ખળ ખળ, ખળ ખળ. એ પાણી પીશો મા, પીશો મા, બકરૂં બની જાશો."

તરતજ બ્હેને ભાઇનો ખોબો ઢોળી નાખ્યો. ભાઇ બહુ ખીજાણો. એ બોલ્યો કે "હવે બીજે ઠેકાણે પાણી પીવા નહિ દે તો હું મરી જઇશ." થોડે આઘે જાય ત્યાં ત્રીજું ઝરણું આવ્યું. આછું આછું પાણી ચક ચક કરી રહ્યું છે. બ્હેન કાન માંડીને સાંભળે ત્યાં તો ઝરણાનું પાણી બોલે છે કે "પીશો મા, પીશો મા, હરણ બની જશો." બ્હેન બિચારી ના પાડવા જાય છે ત્યાં તો ભાઇ ખોબો ભરીને પી ગયો; પીધું કે તરત એ હરણનું બચ્ચું બની ગયો.

બ્હેન બિચારી ખુબ રોવા લાગી. પણ રોવાથી શું વળે? પોતાની ડોકમાંથી રૂપાની હાંસડી કાઢીને એણે હરણની

ડોકે પહેરાવી દીધી. પછી ખડની લાંબી લાંબી સળીઓ લઇને એક દોરડું ગુંથ્યું. દોરડું હરણને ગળે બાંધીને, દોરતી દોરતી ચાલી.

આમ કરતાં કેટલેય આઘે ગઈ ત્યાં જોયું તો ખડ અને પાંદડાંનું એક રૂપાળું ઘર હતું. પોતાના હરણભાઇને લઇને બ્હેન એ ઘરમાં રહેવા લાગી. વનમાંથી રોજ કુંળાં કુણા પાદડાં લાવીને હરણની પથારી કરે, કુણું ઘાસ લાવીને હરણને ખવરાવે, અને રાતે હરણની પીઠઉપર પોતાનું માથું રાખીને સૂઇ જાય.

એમ કરતાં કરતાં ઘણા દિવસ વીત્યા. એક દિવસ વનમાં ડંકા ને નગારાં વાગ્યાં, નિશાન દેખાણાં. અને એક ઘોડા ઉપર ચડીને રાજાજીનો કુંવર શિકાર કરવા આવ્યો. નગારાં સાંભળીને હરણ બોલ્યું, "બ્હેન, હું રાજાના કુંવરને જોવા જાઉં ?"

બ્હેન કહે, "ભલે, જા. પણ હુશીઆર રહેજે હો ! પાછો આવ ને, ત્યારે કમાડ ખખડાવજે, ને કહેજે કે, નાની બ્હેન કમાડ ઉઘાડો, નહિ તો હું કમાડ નહિ ઉઘાડું હો!"

હરણ કહે "હો!"

એમ કહીને હરણ રાજકુંવરને જોવા ગયો. રાજકુંવરે જોયું ત્યાં તો એક રૂપાળું હરણ ચાલ્યું જાય છે, ને એના



પા. ૩૨—રાતે હરણની પીઠ ઉપર માથું રાખીને બ્હેન સૂઈ જાય.

ગળામાં રૂપાની હાંસડી ચળકે છે. રાજાનાં માણસો પણ જોઇ રહ્યાં. પણ જોતજોતામાં તો હરણ ક્યાંય સંતાઇ ગયું, કોઇ એને ગોતી શક્યું નહિ.

બીજે દિવસે પણ નગારાં સાંભળીને હરણ જોવા ગયું. રાજાએ માણસો દોડાવ્યાં. હરણ તો છલંગ મારતું ભાગ્યું. માણસ કાંઇ હરણને ઝાલી શકે? માણસોએ તીર ફેંક્યાં. હરણના પગમાં તીર વાગ્યું. લોહી નીકળવા માંડ્યું, તો યે હરણ હાથમાં ન આવ્યું.

આખો દિવસ દોડાદોડ. મોઢા આગળ હરણ, ને પાછળ રાજાનાં માણસ. સાંજ પડી ત્યાં હરણ પોતાના ઘર આગળ આવ્યું, અને બોલ્યું કે "નાની બ્હેન, કમાડ ઉઘાડ." ત્યાં તો કમાડ ઉઘડ્યું; હરણ ઘરમાં ગયું કે કમાડ પાછું બંધ થઇ ગયું. કોણે ઉઘાડ્યું, કોણે બંધ કર્યું, એ કાંઇ રાજાજીનાં માણસો ન સમજ્યાં.

માણસોએ રાજકુંવરની પાસે જઇને બધી વાત કરી. રાજકુંવરને બહુ નવાઈ લાગી. એ કહે, "કાલે હું જઇને તપાસ કરીશ. તમે કોઇ એને તીર મારશો મા."

હરણ ઘરમાં ગયું, એટલે બ્હેને એના પગ ઉપરથી લોહી ધોઇ નાખ્યું, ને એને પાંદડાંના સુવાળા બિછાના ઉપર સુવાડી દીધું. હરણ નિરાંતે ઉંઘી ગયું.

બીજે દિવસે સવાર પડી ત્યાં તો રાજકુંવરની શરણાઈ વાગી. હરણ તો તૈયાર થયું, પણ બ્હેન બોલી, "ના, ભાઇ, કાલ તને તીર માર્યું'તું, આજ તને મારી નાખે તો?"

હરણ બોલ્યું, "ના, બ્હેન! આજ હું બરાબર હુશીયાર રહીશ. બાપુ છો ને, મારી બ્હેન છો ને, મને આજનો દિવસ જાવા દે. તારે પગે પડું."

બ્હેન બિચારી ભોળવાઇ ગઇ. એણે રજા દીધી.

એણે જોયું કે રાજકુંવર પોતેજ એની પાછળ પડ્યો. આખો દિવસ બેય જણાં દોડ્યાજ કરે. સાંજ પડયા પહેલાં થોડેક વખતે પેલું ઘર રાજકુંવરને દેખાણું, એટલે એણે હરણને આઘેથી છોડી દીધું, ને પોતે એ ઘર આગળ ગયો. કમાડ ખખડાવીને રાજકુંવર બોલ્યો કે "નાની બ્હેન, કમાડ ઉઘાડ ને."

કમાડ ઉઘડ્યું. ઘરમાં જાય ત્યાં તો રાજકુંવરે હરણની બ્હેનને જોઇ. આવી રૂપાળી છોડી એણે કદી નહોતી દેખી. છોડીને પહેલવહેલાં તો રાજકુંવરને જોઇને બહુજ બીક લાગી. પણ રાજકુંવર એની સાથે મીઠી મીઠી વાતો કરવા લાગ્યો. એ બોલ્યો, "ચાલ, હું તને મારા રાજમાં લઇ જઇશ. ત્યાં જઇને તને મારી રાણી બનાવીશ. તું આવીશ?"

છોડી કહે, " મારા હરણને મેલીને હું કેમ આવું ? "
રાજકુંવર કહે, " હરણનેય સાથે લઇ જાશું."

છોડી કહે, " તો ભલે. "

સાંજ પડી. હરણ આવ્યું. પછી રાજકુંવર એ બેયને લઇને પોતાના રાજમાં ગયો. ત્યાં ખુબ ધામધુમ કરીને રાજકુંવર એ છોડીને પરણ્યો.

પછી રાજમહેલમાં બેય ભાઇ બ્હેન બહુ સુખમાં રહેતાં હતાં. થોડા મહિના થયા ત્યાં તો રાણીને એક રૂપાળો દીકરો અવતર્યો. રાજકુંવર તે વખતે રાજમાં ન હતો. શિકારે ગયેલો.

એટલામાં એવું થયું કે આ ભાઇબ્હેનની નવી માને બધી વાતની ખબર પડી ગઇ. એના મનમાં બહુ અદેખાઇ આવી. એને એક દીકરી હતી, તે બરાબર આ રાણીના જેવડી લાગતી.

માના મનમાં થયું કે મારી દીકરીને રાણી બનાવી દઉં. પછી મા-દીકરી એ નગરીમાં આવ્યાં. ત્યાં જઇ પોતાનાં રૂપ બદલાવી નાખ્યાં. પછી બેય જણાં દરબારગઢમાં જઇને દાસીની નોકરી કરવા લાગ્યાં. બિચારી રાણીને તો દયા આવી એટલે બન્નેને રાખ્યાં. એક દિવસ રાતે જયારે બધાંય ઉંઘતાં હતાં ત્યારે એ રાંડ ડાકણે રાણીને મંત્ર મારીને હંસણી

બનાવી બગીચાના તળાવમાં નાખી દીધી, અને પોતાની દીકરીને રાણીનો શણગાર પહેરાવી પથારીમાં સુવાડી દીધી.

રાજાજી શિકારેથી પાછા આવ્યા. એણે સાંભળ્યું કે "કુંવર અવતર્યો." બહુજ ખુશી થઇને તે રાજમહેલમાં ગયા. ત્યાં પેલી ડાકણ આવીને બોલી કે "હમણાં રાણીને ઓરડે જાશો મા. એને ઠીક નથી. વૈદે કોઇને ત્યાં જવાની ના પાડી છે." રાજાજી બિચારા સમજ્યા કે વાત સાચી હશે.

તે દિવસે રાત પડી. અરધી રાત થઇ ત્યા સિપાઇએ જોયું કે સરોવરમાં એક રૂપાળી ધોળી પોળી હંસણી તરે છે. સિપાઇને જોઇને હંસણીએ પૂછયું કે "સિપાઇ ભાઇ, સિપાઇ ભાઇ, રાજાજી શું કરે છે?"

સિપાઇ બોલ્યો, "રાજાજી

હંસણી બોલી, "મારૂં હરણ શું કરે છે?"

સિપાઇ કહે, "સૂતું છે."

હંસણી કહે, "મારો કુંવર શું કરે છે?"

સિપાઇ કહે, "અંગુઠો ચૂસતો ચૂસતો પોઢી ગયો છે."

પછી હંસણી કહે કે "હું કા આવીશ." એમ કહીને એ ચલી ગઇ.

સવારે ઉઠીને સિપાઇએ રાતે બનેલી બધી વાતચીત રાજાજીને કહી.

રાજાજી નવાઇ પામીને બોલ્યા, "એમ? એ શું સમજવું?"

બીજી રાતે રાજાજી એ સિપાઇની સાથે સરોવરને કાંઠે ગયા. અધરાત થઈ ત્યાં તો હંસણી આવી. આવીને પહેરાવાળાને પૂછવા લાગી કેઃ-

"ભાઇ! રાજાજી શું કરે છે?"

"મારૂં હરણુ શું કરે છે?"

"મારો કુંવર શું કરે છે?"

પહેરાવાળાએ કહ્યું કે "બધાં સૂતાં છે."

હંસણી જાવા મંડી ત્યાં તો રાજાજી આવીને ઉભા રહ્યા. રાજાને જોઇને હંસણી બોલી, "રાજાજી, તમારી તરવાર મારા માથા ઉપર ત્રણુ વાર ફેરવો." રાજાએ તરવાર લઇને હંસણીના માથા ઉપર ત્રણુ વાર ફેરવી ત્યાં તો હંસણી મટીને રાણી બની ગઇ. રાજાજી ચકિત થયા. એણે પૂછ્યું કે "આ શું?" રાણીએ પોતાની નવી માની બધી વાત કરી. રાજાજી તો તરતજ તરવાર લઇને દોડયા, અને પેલી ડાકણુ તથા એની છોકરીના વાળ પકડી મારવા તૈયાર થયા. રાણી રાજાજીનો પગ પકડીને બોલી,

" મારા સમ. મારશો મા. ગમે તેમ તોય એ મારી મા છે, અને આ મારી બ્હેન છે. "

રાજાજીએ ડાકણને કહ્યું, "આ હરણને માણસ બનાવી દે નહિ તો તને મારી નાખું."

ડાકણે ધ્રુજતાં ધ્રુજતાં કાંઇક મંત્ર ભણ્યા, એટલે તરત હરણુ મટીને રાણીનો નાનો ભાઇ બની ગયો.

પછી એ દુષ્ટ ડાકણને તથા છોડીને, માથાં મુંડાવી, ચુનો ચોપડી, ઉંધે ગધેડે બેસાડી કાઢી મૂકયાં.



# હેડકો રાજકુમાર



એક હતો રાજા. એને ત્રણ દીકરી હતી. ત્રણે રાજકુમારી બહુ રૂપાળી, તેમાં યે નાની રાજકુમારીનું રૂપ તો અસલ જાણે પરી જેવું.

રાજમહેલની પાસે એક વન હતું. એ વનમાં એક ઝરણું હતું. ઉન્હાળાના દિવસમાં રાજાની નાની કુંવરી એ ઝરણાને કાંઠે આવીને ઝાડને છાંયડે બેસતી; બેસીને સોનાનો એક નાનો દડો લઇ રમતી.

એક દિવસ એ રમતી હતી. ત્યાં તો એનો દડો હાથમાંથી સરી ગયો. અને દડતો દડતો ટપ દઇને ઝરણામાં પડયો. ત્યાં પાણી બહુ ઉંડું હતું. એમાં પડે તો માણસ ડુબી જાય.

રાજકુમારી હવે શું કરે? એની આંખમાં તો ટપ ટપ પાણી પડવા માંડયાં–ખૂબ રોવા લાગી, રોતાં રોતાં એને એમ લાગ્યું કે જાણે એને કોઇ બોલાવે છે.

રાજકુમારીએ ચારે તરફ જોયું પણ કોઇ નહિ. ફક્ત એક મોટો દેડકો પાણીમાંથી ડોકું કાઢીને આંખો મટમટાવતો એની સામે જોઇ રહ્યો હતો.

દેડકો બોલ્યો, " રાજકુમારી ! ઓ રાજકુમારી ! શા માટે રૂવે છે ? "

રાજકુમારી કહે, " મારો સોનાનો દડો પાણીમાં પડી ગયો છે. "

દેડકો કહે, " હું તારો દડો પાણીમાંથી કાઢી દઉં તો મને શું આપીશ ? "

રાજકુમારી કહે, " મારો ઝગમગતો પોશાક આપીશ, મારો ચકચકતો મુગટ આપીશ, મારી મોતીની માળા આપીશ, તું જે માગીશ તે હું આપીશ. "

દેડકો બોલ્યો, " મારે તારો પોશાક બોશાક કાંઇ નથી જોતાં. તું જો મને તારી સાથે રમવા દે, તારી સોનાની થાળીમાં તારી સાથે જમવા દે, અને તારી નાનકડી પથારીની અંદર તારી સાથે મને સૂવા દે, તો હું તારો સોનાનો દડો કાઢી આપું. "

રાજકુમારી કહે " ભલે. તું જો મારો દડો કાઢી દે, તો તું જેમ કહીશ તેમ કરીશ. "

રાજકુમારીના મનમાં તો એમ થયું કે " કેવો નાદાન ! દેડકો તે શું માણસની સાથે રહી શકે ? એ તો પાણીમાં બેઠો બેઠો ડરાંઉં ડરાંઉં કરી જાણે. "



પા. ૪૦—"હું તારો દડો કાઢી દઉં તો મને શું આપીશ?"

ત્યાં તો દેડકાએ પાણીમાં ડુબકી મારી. થોડી વારમાં તો એ સોનાનો દડો મ્હોંમાં લઇને બહાર આવ્યો. એના મનમાં તો હતું કે રાજકુમારી મારી સાથે કોણ જાણે કેવી કેવી મઝાની રમતો રમશે ! પણ રાજકુમારીએ તો જરાયે રમત કરી નહિ. એ તો દડો લઇને, રાજી થાતી થાતી રાજમહેલમાં દોડી ગઈ.

બીજે દિવસે રાજકુમારી, રાજાજીની પાસે બેઠી બેઠી સોનાની થાળીમાં ખાય છે. ત્યાં તો ધપ, ધપ, ધપ, ધપ કરતું કોઇક નીસરણી ઉપર ચડતું હોય એમ લાગ્યું– કોઈક જાણે બારણાની પાસે આવીને બોલવા લાગ્યું કે,

" ન્હાની રાજકુમારી, ઓ ન્હાની રાજકુમારી ! બારણું ઉઘાડોને ! "

એ સાંભળીને રાજકુમારી બારણું ઉઘાડવા ગઇ. ઉઘાડી જુએ ત્યાં તો, હાય હાય ! એ તો પેલો દેડકો ! એને જોતાંજ રાજકુમારીએ ઝટપટ બારણું વાસી દીધું. તે પોતાની જગ્યાએ બેસી ગઇ.

રાજાએ પૂછયું, " કેમ બ્હેન, આટલી બધી કોની બીક લાગી ? શું કોઈ રાક્ષસ તને ઉપાડી જાવા આવ્યો છે ? "

એ બોલી, " ના, બાપુ, રાક્ષસ નહિ, પણ એક દેડકો ! "

રાજા કહે, "દેડકો તારી પાસે શા માટે આવ્યો છે?"

રાજકુમારી બોલી, "બાપુ, કાલે વનમાં રમવા ગઇ હતી. ત્યાં ઝરણામાં મારો દડો પડી ગયો. એ દેડકે મારો દડો કાઢી આપ્યો, ને મને કહ્યું કે "મારી સાથે રમત રમ, મને તારી થાળીમાં જમવા દે." મેં કહ્યું કે "હા! હું એમ કરીશ. મને શું ખબર કે વનમાંથી એ આંહી સુધી આવી પહોંચશે?"

દેડકો વળી બોલવા મંડયો, "ઓ નાની રાજકુમારી મને આવવા દે! કાલ ઝરણાને કાંઠે તું શું બોલી હતી? ભૂલી ગઈ? ઝટ બારણું ઉઘાડ ને!"

ત્યારે રાજાએ કહ્યું, "બેટા તેં કહ્યું છે, તો પછી બારણું ઉઘાડવું જ જોઇએ. આપણું વેણ કાંઈ ઉથાપાય? આપણે તો રાજા કહેવાઇએ."

પછી તો રાજકુમારીને બારણું ઉઘાડવું પડયું.

બારણું ખોલ્યું ત્યાં તો પીટયો દેડકો ધપ ધપ કરતો ઘરમાં ચાલ્યો આવ્યો. પછી જઇને પાધરો એ તો રાજકુમારીની થાળી પાસે જ પહોંચ્યો. રાજકુમારીને એ ભાઇસાહેબ કહે કે "તારી સાથેજ જમીશ."

એ જોઇને રાજકુમારી તો આંખો મીચી ગઇ, નાક દાબી દીધું, અને મ્હોં ફેરવીને બોલી, "હુ...એ....એ!"

પણ રાજા કહે કે “ ના, એમ કરાય નહિ. આપણે રાજા. આપણાથી વચન ભંગાય નહિ. તારા ઉપર એણે કેટલો ઉપકાર કર્યો છે ? ”

રાજકુમારી તો હોઠ અને મોઢું દબાવીને મુંગી મુંગી માંડ માંડ બેસી રહી. એણે જરાયે ખાધું નહિ. એટલામાં દેડકાજી તો થાળીમાંથી બધું ચટ કરી ગયા. પછી ખાઈ પીને દેડકો બોલ્યો કે “ અરેરે ! મારૂં પેટ ખુબ ભરાઇ ગયું. હવે મને તારી પથારીમાં સૂવાડી દે. ”

એ સાંભળીને રાજકુમારી તો રોવાજ મંડી. એને બહુજ સૂગ ચડતી હતી. પણ શું કરે ? રાજાજીની બીકથી કાંઈ બોલાણું નહિ. પછી દેડકાને ઝાલીને પોતાના ઓરડામાં લઇ ગઇ, અને એને એક ખુણામાં બેસાડી પોતે પલંગ ઉપર સૂતી.

ત્યાં તો વળી દેડકો બોલ્યો કે “ હાં ! એમ નહિ ચાલે. મને પલંગમાં સૂવા દે. ”

રાજકુમારીએ રોતાં રોતાં ઉઠીને દેડકાની સામે જોયું. એને પલંગ ઉપર સુવાડીને પંપાળવા લાગી. એનો હાથ દેડકાના શરીર ઉપર હતો, અને એની આંખો હતી આકાશ સામે. થોડી વાર થઇ ત્યાં તો એના હાથને કાંઈક સુંવાળું સુંવાળું ને મોટું મોટું લાગવા મંડયું

આંખ ફેરવીને રાજકુમારી જ્યાં દેડકા સામે જુએ ત્યાં તો “ વાહ રે ! પથારીપર દેડકો નહિ, પણ એક રૂપાળો રાજકુમાર ! એના શરીર ઉપર રેશમી પોશાક, એના માથા ઉપર મુગટ, એના કાનમાં કુંડળ ઝળક ઝળક થાય, ને એના ગળામાં સુગંધી ગુલાબની માળા.

એ રાજકુમારને એક ડાકણે મંત્ર મારી દેડકો બનાવી દીધેલો. પણ રાજકુમારીના હાથમાં એવું સત હતું કે થોડી વાર હાથે પંપાળ્યો ત્યાં તો દેડકો પાછો રાજકુમાર બની ગયો.

બન્ને જણા મીઠી મીઠી વાતો કરતાં રાજાજી પાસે ગયાં. રાજાજીએ બેયનાં લગ્ન કર્યાં. રાજકુંવરના રાજમાં ખબર મોકલ્યા. ત્યાંથી ધોળા ધોળા ઘોડાનો રથ આવ્યો. ઘોડાને માથે રૂપાળાં પીછાંની કલગી ફરકતી હતી.

સરણાઈ વાગી, ઢોલ નગારાં વાગ્યાં, અને રાજકુંવર રાજકુમારીને લઈને પોતાના રાજમાં ચાલ્યો ગયો.



૪૫

# ચુડેલ રાણી

એક હતો રાજા. તે વનમાં શિકારે ગયો. શિકાર કરતાં કરતાં રસ્તો ભૂલ્યો, ને પોતાની રાજધાનીથી આઘે આઘે નીકળી ગયો. થાકી પાકીને રાજા એક ઝાડ નીચે બેઠો. થોડી વારમાં તેને એમ લાગ્યું કે જાણે જંગલમાં કોઈ રૂવે છે. રોવાનો અવાજ આવતો હતો તે તરફ રાજા ગયો. જાય ત્યાં તો એક રૂપાળી સ્ત્રીને ઝાડની સાથે બાંધેલી દેખી. એજ સ્ત્રી રોતી હતી. રાજાએ તરવારથી દોરડાં કાપી નાખ્યાં, ને એ સુંદરીને પૂછ્યું કે " આવા ઘોર જંગલમાં તું ક્યાંથી ? "

બાઇ કહે, " હું દક્ષિણ દેશના રાજાની દીકરી છું. ચોર મને ઉપાડીને આંહી લઈ આવ્યા છે, ને મને કહીને ગયા છે કે સાંજે આવીને કાળકા માતા આગળ તારો ભોગ દેશું. "

રાજા કહે, "રાજકુમારી, ચાલ મારી સાથે. તને મારી રાણી બનાવીને રાખીશ. "

બેય જણાં રાજધાનીમાં ગયાં, ને પરણ્યાં.

જુની રાણી પાંચ વરસ થયાં મરી ગયેલી. આજ નવાં રાણી આવ્યાં એટલે લોકો બહુ રાજી થયાં. રાજાને જૂની રાણીનો એક નાનો દીકરો હતો. રાજાને તે બહુ વહાલો હતો. નવી રાણી રાજકુંવરને બહુજ વહાલ કરવા લાગી. રાજકુંવરને પણ મા ઉપર ખુબ હેત ચડવા માંડ્યું. એને લાગ્યું કે જાણે એની મરેલી મા પાછી આવી.

નવી રાણી આવી ત્યાર પછી ધીરે ધીરે રાજાના તબેલામાંથી એક પછી એક ઘોડા ઘટવા લાગ્યા, હાથી પણ ઓછા થવા લાગ્યા. કોણ ચોરી કરી જાય છે એ ખબર જ પડે નહિ. આખી રાત સખત પહેરો રાખે, તોયે હાથી ઘોડા ખોવાય.

એક દિવસ કોટવાળે રાજસભામાં આવીને હાથ જોડીને રાજાને કહ્યું, " મહારાજ ! અભયવચન આપો તો એક વાત કહું. " રાજાએ અભયવચન દીધું. કોટવાળ કહે, " રાજાજી ! કાલ રાત્રે ઉઘાડી આંખે મેં જોયું કે બરાબર મધરાતે રાજમહેલની અગાશી ઉપરથી એક ડાકણ ઉતરી. એણે હાથીશાળામાંથી એક હાથી મારીને ખાધો, ને પછી ડેલીના તળાવમાં હાથ મોઢું ધોઇને તે પાછી અગાશી ઉપર ચડી ગઇ.

આખી સભા થરથરી ઉઠી. રાજાએ ઘેર જઇને આ વાત રાણીને કહી. રાણી થરથરીને બોલી, " અરરર ! "

રાજકુમારને ભણાવનાર એક માસ્તર હતા. તે બહુ ચતુર માણુસ હતા. રાજકુમાર ઉપર એને બહુજ માયા હતી. એણે એકવાર રાજકુમારને એકાંતમાં બોલાવ્યો ને કહ્યું " કુમાર, તમારે માથે મોત ભમે છે. તમે તમારા બાપના રાજમાં હવે રહેશો નહિ. જો રહેશો તો તમારી મા તમને મારી નાખશે."

કુમાર કહે, " માસ્તર સાહેબ, તમે આ શું બોલ્યા? મારી મા મને મારી નાખશે? મારી મા મને ઘડી એક દેખે નહિ ત્યાં તો એનો જીવ જાય, મારી મા મને ખવાડ્યા પછી તો ખાય, મને સુવાડીને પછી પોતે સૂવે, કડવું વેણુ પણુ કહે નહિ, આવી મારી મા મને મારી નાખે?"

માસ્તર કાંઇ બોલ્યા નહિ.

કુમાર ઘેર આવ્યો. જુએ છે તો પોતાની મા બહુ માંદી પડેલી. અપરંપાર ડાકતરો, વૈદો, ને હકીમો દવા કરે છે. પણુ માને સારૂં થાય નહિ. માની પાસે બેસીને દીકરો બહુજ ચાકરી કરવા લાગ્યો.

એક દિવસ રાતે મા કહે, " બેટા, આજ મને સ્વપ્નું આવ્યું, કે જો આપણા તળાવમાંથી કમળનું મૂળીયું લાવીને તું મને ખવરાવ તો મને આરામ થઇ જાય.

કુમાર બોલ્યો, " ભલે, મા! હુ હમણાંજ લઇ આવું."

રાણી કુમારની પાછળ પાછળ ગઇ. તળાવની પાસે જઇને કુમારને પાણીમાં ધક્કો માર્યો. કુમાર ડુબતો હતો, એટલે રાણીએ કહ્યું કે "બાર વરસ સુધી આંહી કાચબો બનીને રહેજે. આંહી એકેય માણસ રહેશે નહિ." રાજ-કુમાર કાચબો બની ગયો.

રાણી પાછી આવીને પથારીમાં સૂતી. રાજાજી આવ્યા એટલે રાણી છાતીફાટ રોવા લાગી કે "અરેરે! દીકરો બિચારો મને માંદી જોઇને કાલ રાતે ક્યાંય ચાલ્યો ગયો, ને કહેતો ગયો કે "મા! તારે માટે દવા મળે નહિ ત્યાં સુધી હું પાછો ફરવાનો નથી." રાજા રાણી બન્ને રડવા લાગ્યાં.

દિવસે દિવસે રાજમાં ડાકણનો ત્રાસ વધવા લાગ્યો. માણસો પણ ઘટવા લાગ્યા. રોજ રોજ ફરીઆદ આવે. કોઇ મા કહે કે "મારૂં છોકરૂં ખોવાયું," તો કોઇ બાઇ આવીને બૂમ પાડે કે "મારો ધણી નથી જડતો." વજીર કહે કે "આજ હું એ ડાકણને પકડી લાવીશ." રાતે વજીર પહેરો ભરવા લાગ્યા. મધરાતે ડાકણ રાજમહેલની અગાશીમાંથી ઉતરીને ક્યાંય ચાલી ગઇ. રાત પૂરી થયે તે પાછી આવી. તળાવમાં હાથ મોઢું ધોઇને પાછી મહેલમાં ચાલી ગઈ. બીજે દિવસે સવારે વજીરનો પણ પત્તો લાગ્યો નહિ.

રાજા આવીને રાણીને કહે કે " ડાકણુ વજીરને પણ ભરખી ગઇ. આજે રાતે તો હુંજ પહેરો ભરીશ. "

રાણી રોતી રોતી કહે કે "એક તો હું માંદી મરૂં છું, છોકરો પણ ચાલ્યો ગયો છે, ને તમે પણ આમ મરવા ચાલ્યા ! અરેરે મારી શી ગતિ ! " રાણીને છાતીફાટ રોતી જોઇને રાજા ન ગયો.

હવે રાજકુમારના માસ્તરે ચોકી કરવાનું બીડું ઝડપ્યું. રાત પડી. મધરાત થઇ. અગાશી ઉપર ડાકણુ દેખાણી. ડાકણુ નીચે ઉતરીને ચાલી ગઇ. પાછી આવીને જ્યાં પાણીમાં મોઢું ધોવે છે, ત્યાં તો માસ્તરે એક તીર માર્યું. તે તીરથી ડાકણુનો કાન કપાઇ ગયો. ડાકણુ એકદમ અલોપ થઇ ગઇ.

ગામમાં ખબર દીધી કે જે બાયડીનો કાન તૂટેલો હોય તેજ ડાકણુ. રાજાએ જઇને જોયું તો રાણીનો જ કાન તૂટેલો. રાજા ધ્રુજી ઉઠયો.

બીજે દિવસ રાતે તળાવ ઉપર ભાલાવાળા માણસોની ચોકી બેઠી. ડાકણુ આવી કે તરત એના શરીર ઉપર ચોકીદારોએ ભાલા ભોંકી દીધા. રાજા ડાકણુને કહે કે " રાંડ ! બોલ, કયાં છે મારો કુંવર ? "

રાણી કહે કે " કાચબો બનીને આ તળાવમાં બેઠો છે. બે વરસે તે પાછો માણસ બની જશે. "

રાણીને જીવતી ને જીવતી બાળી મૂકી.

બે વરસ સુધી રાજાજી વાટ જોઇ રહ્યા. રાત દિવસ એને પોતાનો કુંવર સાંભરે. દિવસે રાજાજી તળાવની પાળે જઇને બેસે, અને કાચબાને ખાવાનું ખવરાવે. એમ કરતાં કરતાં બે વરસ પૂરાં થયાં. છેલ્લે દિવસે તળાવની પાળ ઉપર આખા શહેરનાં લોકો ભેગાં થયાં. સાંજ પડી. કાચબો તળાવનાં પગથીઆ ઉપર આવીને બેઠો. રાજાજીએ એક રેશમી વસ્ત્ર એના ઉપર ઢાંકી દીધું. એ વસ્ત્ર લઇને કાચબો પાણીની અંદર ગયો. થોડી વાર થઇ ત્યાં તો રેશમી પિતાંબર પહેરીને રાજકુમાર પાણીમાંથી ચાલ્યો આવે છે! ઓહો! શું એનું રૂપ! કેમ જાણે તળાવમાં એક કુમાર હમણાં જ નહાવા પડ્યો હોય, અને એક ડુબકી મારીને બહાર નીકળ્યો હોય!

કુમારને ગાદી સોંપીને રાજાજી વનમાં તપ કરવા ચાલ્યા ગયા.



# રાજકુમાર અને રાજકુમારી

રાજમહેલમાં રાણી એક દિવસ બેઠેલી. એની આંખોમાંથી આંસુ ચાલ્યા જતા હતા.

રાજાજી આવી ચડ્યા. પૂછ્યું કે " રાણીજી, શેવું શીદ આવે છે ? "

રાણી બોલ્યાં, " જુઓ, સામેના ગોખલામાં ચકલા ચકલીનો માળો જોયો ? એ માળામાં બે નાનાં બચ્ચાં છે. એ બચ્ચાંને ચકલી ચાંચ મારી મારીને રોવરાવે છે. ચકલો બેઠો બેઠો જોયા કરે છે.

રાજા પૂછે છે, " એ ચકલી બચ્ચાંને શું કામ મારે છે, રાણીજી ? "

રાણી બોલ્યાં, "ચકલાની સગી મા મરી ગઇ છે. આ ચકલી તો એની નવી મા. "

રાજા કહે, " એમાં તમે શું કામ રોયાં ? "

રાણી કહે, " રાજાજી હું મરી જઇશ, પછી મારાં બચ્ચાંની પણ આવી દશા થશે, એવું મનમાં થાય છે. માટે મને રડવું આવ્યું. "

રાજા કહે, " ઘેલી રાણી ! એવું તે કાંઇ બને ! હું શું એ ચકલા જેવો નિર્દય છું ? "

રાણી કહે, " રાજાજી, વાત કરવી સહેલ છે. "

રાજાએ રાણી આગળ સોગંદ ખાધા, કે " ફરીવાર કદી પરણીશ જ નહિ "

રાણી માંદાં પડયાં. મરવું હતું તે દિવસે રાજાને પડખે બેસાડીને રાણી કહે કે, "તમારો કોલ સંભારજો હો ! મારાં કુંવર કુંવરીની સંભાળ રાખજો. " એટલું બોલીને રાણી મરી ગયાં.

રાજાએ પંદર દિવસ શોક પાળ્યો. મોટાં મોટાં રાજની કુંવરીઓનાં કહેણ આવ્યાં. રાજાજીએ પરણી લીધું.

નવી મા ઘરમાં આવી. રાણી રાજાના કાન ભંભેરવા લાગી. રાજાજી તો પોતાનું વચન વિસરી ગયા. કુંવર કુંવ-રીને દુઃખનો પાર નહિ.

ભાઇ બ્હેન જ્યારે બહુજ મુંઝાય ત્યારે શું કરે ? રાજ-મહેલમાં એક કુંવર કુંવરીનો રખેવાળ હતો; એનું નામ ભૈરવ. ભાઇ બ્હેન એ ભૈરવભાઈની પાસે જઇને બેસે, અને આંસુ ખેરે.

રાણી રાજાના કાન ભંભેર્યા. બીજે દિવસે ભૈરવભાઇની

નોકરી તૂટી ગઈ. કુંવર કુંવરાને છાતીએ ચાંપીને ભૈરવ ખૂબ રોયો. પછી એ ચાલી નીકળ્યો.

એમ કરતાં થોડાંક વરસો વીત્યાં.

એક દિવસ મધરાત હતી. તે વખતે રાણીના ઓરડામાં એક બુઢ્ઢો પુરૂષ ઉભેલો. એ બુઢ્ઢો પુરૂષ રાજાનો વજીર હતો. બેય જણાં શું વાત કરતાં હતાં?

રાણી કહે, " જુઓ, આ હીરામાણેકનો ઢગલો. તમારે જોઈતો હોય તો કામ કરો. "

વજીર કહે, " શું કામ ? "

રાણી કહે, " ખૂન. "

વજીર કહે, " કોનું ? "

રાણી કહે, " રાજકુમારનું. "

વજીર તો ચમકી ઉઠ્યો, ને બોલ્યો કે " અરેરે! રાણી માતા! એ કુંવરને તો મેં મારે બે હાથે રમાડ્યો છે. એજ હાથે હું એને મારૂં ? "

રાણી બોલી, " નહિ મારો તો હું તમારો પ્રાણ લઈશ. "

ધ્રુજતો ધ્રુજતો વજીર બોલ્યો, " શી રીતે મારૂં ? "
રાણી કહે, " આ કટારથી. "

વજીર ધ્રુજી ઉઠ્યો. એ બોલ્યો કે "ના, ના, કટાર મારતાં મારો હાથ થરથરે. હું એને ઝેર પાઇને મારીશ."

રાજકુમારી આ બધી વાત સાંભળી ગઈ. એ તો દોડતી દોડતી જંગલમાં ગઇ. ત્યાં એક શંકરનું દેવળ હતું. રાજકુમારી શંકરની સ્તુતિ કરવા લાગી.

ત્યાં તો એક પુરૂષ ત્યાં આવી પહોંચ્યો. એનું મોઢું બહુ વિકાળ, માથે મોટા મોટા વાળ, લાંબી દાઢી અને રાતી રાતી આંખો. રાજકુમારી તો દોડીને એને વળગી પડી ને બોલી "ભૈરવ ભાઈ, ઓ ભૈરવ ભાઈ!"

એ પુરૂષ પૂછે છે કે "અરે છોકરી, તું કોણ છો? તું મને ઓળખતી નથી? હું તો આ જંગલનો બહારવટીઓ છું. તને બીક નથી લાગતી?"

રાજકુમારી બોલી, "ના! તું ખોટું બોલે છે, તું તો મારો ભૈરવભાઈ. પાંચ વરસ પહેલાં અમે ભાઈબ્હેન તારા ખોળામાં સૂતાં. તને ખબર છે?"

ભૈરવ ગળગળો થઈ ગયો. એણે પૂછ્યું, "બ્હેન, ભાઈ ક્યાં છે? એને કેમ છે?"

રાજકુમારી રોઇ પડી. ને બોલી કે "ભાઇને તો આજ આ મંદિરે લાવીને મારી નાખશે"

બધી વાત સાંભળીને ભૈરવ મંદિરમાં સંતાયો. રાત પડી ત્યાં રાજકુંવરને લઇને વજીર આવી પહોંચ્યો.

વજીર કહે, "રાજકુંવર, લ્યો આ શરબત, પી જાઓ." રાજકુંવર બોલ્યો, "વજીરજી, હું જાણું છું કે એ શરબત નથી, ઝેર છે. લાવો પી જાઉ."

એમ કહીને રાજકુંવર પ્યાલો હોઠે માંડે છે, ત્યાં તો વજીરે પ્યાલો ઝુંટાવી લીધો, ને પોતે પી ગયો. વજીરને ઝેર ચડયું. જમીન ઉપર એ પડી ગયો. મરતાં મરતાં બોલ્યો કે " રાજકુંવર, આંહીથી પરદેશમાં ભાગી જાજો. નહિ તો તમારો પ્રાણ જાશે "

રાજકુંવર અને ભૈરવ મળ્યા. ત્રણે જણાં પરદેશ ઉપડયાં. રસ્તામાં રાત પડી. ઉજ્જડ જંગલ હતું. બહેન ભાઇના પગમાં કાંટા વાગતા જાય, શરીરે ઉઝરડા પડે, ભૈરવની આંગળીએ વળગીને બેય ચાલ્યાં જાય.

એવામાં વરૂઓનું એક ટોળું દોડતું આવતું હતું. ભૈરવ ભાઇની પાસે એક તલવાર. પણ એકલો કેટલાં વરૂને મારી શકે ? પછી એણે કહ્યું, તમે ભાઇબહેન, ભાગો. મને એકલાને મરવા દ્યો.

પોતાની તલવારથી ભૈરવે પોતાના શરીરમાંથી માંસના લોચા કાપ્યા. કાપી કાપીને વરૂઓનાં મોં આગળ ફેંકતો

જાય, ને ભાગતો જાય. વરૂઓ માંસ ખાવા રોકાય, ત્યાં ત્રણે જણાં આઘાં આઘાં નીકળી જાય. વળી વરૂઓ દોડતાં દોડતાં આવી પહોંચે. ફરીવાર ભૈરવ પોતાનું માંસ કાપીને નાખે. એમ કરતાં ભૈરવે આખું શરીર વરૂને ખવરાવ્યું. અને રાજકુંવર તથા રાજકુંવરી દૂર દૂર નીકળી ગયાં.

સવાર પડી. એક મોટી નગરી આવી. એ નગરીના રાજાએ એક મોટું મંદિર બંધાવેલું. પણ મંદિર ઉપર સોનાનું ઇંડું ચડાવવું હતું તે કેમેય ચડે નહિ. વાંકુ વળી જાય. રાજાને બ્રાહ્મણો કહે કે "કોઇ બત્રીશલક્ષણા માણસનો ભોગ આપો."

રાજકુંવર ત્યાં આવી ચડ્યો. બ્રાહ્મણો કહે "આજ બત્રીશલક્ષણો માણસ. આપી દ્યો એનો ભોગ."

રાજકુંવર કહે, "મને મારો છો શું કામ? જીવતો રહીને જ હું એ ઇંડું ચડાવી દઇશ." એમ કહીને એણે દોરી ખેંચી. ઇંડું વાંકું હતું તે સીધું થઇને ચડી ગયું. માણસો વાહ વાહ કરવા લાગ્યાં

ભાઈ બ્હેન ત્યાંથી આગળ ચાલ્યાં. ચાલતાં ચાલતાં બીજી એક નગરી આવી. તે દિવસે તે નગરીની રાજકુમારીનો સ્વયંવર થતો હતો. દેશ દેશના રાજાઓ ભેળા થયા હતા.

બહુ મોટી સભા ભરાયેલી, બધા રાજાઓની વચ્ચે

હાથણી ઉપર બેસીને રાજકુંવરી આવી પહોંચી, હાથણીની સૂંઢમાં કળશ ભર્યો હતો. રાજાજીએ હાથણીને કહ્યું કે “હે દેવી ! જે રાજાની ઉપર તું કળશ ઢાળીશ તેને મારી દીકરી પરણાવીશ, ને અરધું રાજપાટ આપીશ.”

હાથણી આખી સભામાં ફરી વળી, પણ કોઇના ઉપર એનું મન ઠર્યું નહિ. ચાલતી ચાલતી હાથણી મંડપની બહાર ગઇ, ને ત્યાં એણે કળશ ઢાળ્યો. કોના ઉપર ? એક ભિખારી જેવા છોકરા ઉપર. આ છોકરો તે આપણો રાજકુમાર.

બધાય બોલી ઉઠયા “ હાથણી ભૂલી, હાથણી ભૂલી. આ ભિખારીની સાથે કાંઇ રાજકુમારી પરણે ખરી કે ?”

બધા કહે કે “હાથીને બોલાવો, હાથીને બોલાવો.”

હાથી ઉપર ચડીને રાજકુમારી આવી. હાથી પણ આખા મંડપમાં ફરીને બહાર ગયો. પેલા રાજકુંવરને ભિખારી માનીને આઘો કાઢી મૂકેલો, હાથી ત્યાં પહોંચ્યો, ને એના ઉપર કળશ ઢાળ્યો.

રાજકુમારી પોતાના બાપને કહે, “ બાપુ, મારા નસીબમાં ગમે તે માંડયું હોય, હું તો એ ભિખારીની સાથેજ પરણવાની. બીજા મારા ભાઇ બાપ.”

પછી બેય પરણ્યાં, રાજકુંવર અરધા રાજપાટના ધણી બન્યો છે, અને લીલા લહેર કરે છે. પોતાની બહેનને એણે એ રાજાના ભાઈ વેરે પરણાવી છે.

પણ રાજકુમારના મનમાં સુખ નહોતું. એને એનો દેશ સાંભરતો. પોતાના બુઢ્ઢા બાપુ સાંભરતા. કોઈ કોઈ દિવસ એની આંખમાં પાણી આવતાં. પછી એણે પોતાના સસરાની રજા માગી. કહ્યું કે છ મહિને આવીશ. રાજાએ દીકરીને તૈયાર કરી બાર ગાઉમાં ગાડાં ચાલે એટલો કરી-આવર દીધો. હાથી ઘોડા દીધા. ડંકા નિશાન દીધાં. આખો રસાલો લઈને કુંવર રાણી સાથે બાપને ગામ ચાલ્યા.

આંહી તો બાપુ બુઢ્ઢા થઈ ગયા છે. કુંવર અને કુંવરી ચાલ્યાં ગયાં, ત્યારે થોડાક દિવસ તો ઠીક લાગ્યું. રાણી એને રીઝવ્યા કરે. પણ દેવનાં બાળક જેવાં પોતાનાં બે છોકરાંને કાંઈ ભૂલાય? રાજા તો ઝુરી ઝુરીને રાત દિવસ કાઢે. રાણી ઘણુંયે મનાવે, છોકરાંનાં વાંકાં બોલે, પણ રાજાનું મન માને નહિ. એણે [illegible] ાથે અબોલા લીધા.

રાજના કામમાં રાજ[illegible] મન ઠરતું નહિ. આખો રાજ-કારભાર બગડ્યો. સારા માણસો ભાગી ગયા. ખરાબ માણ-સોનું જોર વધ્યું. ખજાના ખાલી થયા. પરદેશના રાજાએ લુંટી લુંટીને રાજને ટાળી નાખ્યું.

રાજાજી તો ઝંખે કે “ ક્યાં હશે મારાં કુંવર ને કુંવરી ? એને કોણ ખવરાવતું હશે ? કોણ સૂવાડતું હશે ? ”

એક દિવસ સાંજ પડી. આકાશમાં ધુળના ગોટેગોટા ઉડે છે. ચાકરો આવીને કહે કે કોઇ પરદેશી રાજા ચડી આવે છે, એની સાથે અપરંપાર સેના છે.

રાજાની પાસે સેના નહિ, હથીઆર નહિ. રાજા શું કરે ? મોઢામાં ખડનું તરણું લીધું, હાથમાં અવળી તરવાર ઝાલી. અને પરદેશી રાજાને શરણે ચાલ્યો.

પરદેશી રાજાએ આ જોયું. જોતાંજ એ સામો દોડયો. દોડીને બુઢ્ઢા રાજાના પગમાં પડી ગયો, ને બોલી ઉઠયો “ બાપુ, બાપુ, આ શું કામે ? ”

રાજાએ કુંવરને ઓળખ્યો. કુંવરને છાતી સાથે ડાબીને રાજાજી ખુબ રડ્યા. કુંવરની આંખમાં પણ આંસુ માય નહિ.

ગાજતે વાજતે બધા નગરમાં ગયા. કુંવરને જોવા આખું ગામ જાણે ઉભરાઈ ઉઠયું.

નવી માને ખબર પડી. એના પેટમાં તો ફાળ પડી. એણે તાંસળી ભરીને અફીણ ઘોળ્યું. જ્યાં મોઢે માંડવા જાય છે ત્યાં તો કુંવર પહોંચ્યો. તાંસળી પડાવી લીધી.

માના ખોળામાં માથું મેલીને કુંવર ખૂબ રડ્યો. માનું હૈયું ઉભરાઇ આવ્યું. મા માફી માગવા મંડ્યાં. કુંવર કહે, “ માડી ! કાંઇ બોલો તો તમને ઇશ્વરની આણ. ”

કુંવર ગાદીએ બેઠો. રાજા રાણી વનમાં તપ કરવા ગયાં. રાજ આખું આબાદ થયું. ખાધું પીધું રાજ કીધું.



# સોનાની પુતળી

---

એક રાજકુમારી હતી. એનું નામ હીરા. પોતે બહુ રૂપાળી–પોતાના રૂપનો એને બહુજ અહંકાર. કોઇની વાત સાંભળે નહિ, મનમાં આવે તેમ કરે, અને રાતદિવસ શણગાર જ સજ્યા કરે.

એને સાત સખી. એક સખી અંબોડો બાંધી આપે, બીજી સખી હાથ પગ ચિતરી આપે, ત્રીજી સખી શણગાર સજી આપે, ચોથી સખી અરીસો ધરીને ઉભી રહે, પાંચમી પંખો ઢાળે, છઠ્ઠી વાજું વગાડે, ને સાતમી નાચ કરે. સાતે જણી મળીને હીરાને મોઢે હીરાનાં વખાણજ કર્યા કરે. પહેલી સખી કહે :—

"આહા, રાજકુંવરી તો જાણે કંચનની પૂતળી."

બીજી બોલે કે :—

"વાહ, એનો રંગ તો જાણે ચોખા સોના સરખો."

ત્રીજી ટાપસી પૂરે કે :—

"નાક તો જાણે બંસી!"

ચોથી ચડાવી મારે કે :—

"આંગળી તો કેમ જાણે ચંપાની કળી!"

અને પાંચમી બોલે કે :—

"બ્હેન! તમારી આંખો તો બરાબર હીરાના જ કટકા!"

આવું આવું સાંભળીને રાજકુંવરી બા તો મદમાં ને મદમાં ફુલાયા કરે.

એનો મદ એટલો તો વધ્યો કે પછી પરીઓથી સહેવાયું નહિ. પરીઓને મનમાં થયું કે આને કાંઈક શિખામણ દેવી જોઈએ.

સોનાના અરીસા સામે ઉભી ઉભી રાજકુંવરી પોતાનું મોઢું જોતી હતી. ત્યાં તો અચાનક અરીસામાં કોઈનું મોઢું દેખાણું. પાછી ફરીને કુંવરી જુવે ત્યાં તો એક પરી ઉભેલી. પરી બોલી "હીરા તું રૂપાળી છો, પણ આટલો મદ રાખ નહિ. એથી તારૂં સારૂં નથી થવાનું."

રાજકુંવરી કહે, "મારૂં રૂપ તારાથી દેખી શકાતું નથી, એટલે જ મારી સાથે વઢવાડ કરવા આવી લાગે છે, ખરૂં ને?"

પરી કહે, "ના, જેને આટલો બધો અહંકાર હોય, તેનું સારૂં થાય જ નહિ. માટે હું તો તને ચેતવવા આવી છું, બ્હેન!"

આટલું બોલીને પરી ચાલી ગઈ.

પછી તો હીરાનો મદ માય નહિ. એના મનમાં એમ થયું, કે હું એટલી બધી રૂપાળી કે પરીઓ પણ મારી અદેખાઈ કરે!

હીરાની પાસે ઘેરો વળીને સાત સખીઓ બેસે ને કેટલી કેટલી વાતો કરે.

એક જણી કહે, "કુંવરીબાના હોઠ તો અસલ પરવાળા જેવાજ!"

બીજી બોલે, "બાના દાંત તો જાણે અસલ મોતી જેવા!"

બધી વાતો સાંભળીને હીરા તો હસ્યા જ કરે.

એકાએક એક સખી બોલી, "અરે, આ શું! બાના દાંત સાચે સાચ મોતી જેવા કેમ લાગે છે?"

વાત ખરી હતી. રાજકુંવરીના રાતા મોઢાની અંદર એકેય દાંત ન મળે. પણ દાંતને બદલે ગોળ ગોળ મોતીની બે હાર ચળક ચળક થાય છે. સખીઓ સમજી ગઈ કે આ કામ પેલી પરીનું હશે. એને મનમાં ફાળ પડી. પણ રાજકુંવરીને મોઢે કોઇ બોલ્યું નહિ. હીરા તો મનમાં બહુ જ રાજી થઇ. એણે વિચાર્યું કે "ખાવાપીવામાં લગાર અડ-

ચણુ આવશે. પણુ એની કાંઇ ફિકર નહિ. મોતીના દાંત તો નસીબદારને જ મળે."

પછી એક દિવસ સવારે હીરા પથારીમાંથી ઉઠતી નહોતી. એટલે એની સખીઓ ઉઠાડતી હતી. પણુ હીરા તો પડખું ફેરવીને કહે કે "ઓહો ! હેરાન કરો મા, બાપુ, અત્યારમાં ઉઠીને શું કરવું છે ?"

સખીઓ કહે, "તમને અત્યાર લાગે છે. પણુ જુઓ તો ખરાં, કેટલું ટાણું થઈ ગયું છે ?"

હીરા કહે, "કાં ? હજી તો અંધારૂં ઘોર છે."

સખીઓને લાગ્યું કે હીરા ઉંઘમાં ને ઉંઘમાં આમ બોલે છે. એટલે એને ઢંઢોળીને કહ્યું, "આમ જુઓ તો, તડકા કેટલા બધા ચડી ગયા છે ?"

ત્યારે પછી હીરાના પેટમાં ફાળ પડી. એ તો આંખ ઉઘાડીને જોતી હતી. પણુ અજવાળું દેખાતું જ નહોતું. બે હાથે આંખ ચોળીને વળી જોયું. તોયે અંધારૂં ઘોર ! હાય, હાય, એ આંધળી બની ગઇ હતી !

રાજાના મહેલમાં તો પોકાર થઇ ગયો. દાકતરને બોલાવવા માણસો દોડયાં.

ડાકતર આવીને જુએ ત્યાં આંખો તો એવીને એવીજ. ઉલટી વધુ ચક ચક થતી હતી. કેમ જાણે આંખો સળગી ઉઠી હોય ને! ડાકતરે ધીરે ધીરે આંખે ફુંક મારી. પણ હીરાની આંખ જેમ હતી તેમજ રહી. બીડાઇ ન ગઇ. પછી ડાકતરે આંખમાં આંગળી નાખી. તોયે આંખો હલી ચલી નહિ. પછી અંદર છરી ઘોંચી. પણ આંખ ઉપર છરીનો ડાઘ પણ પડયો નહિ. આંખોને બદલે હીરાના બે કટકા બની ગયા છે.

આંખો ગઇ, એટલે પહેલાં તો રાજકુંવરીને બહુજ વસમું લાગ્યું. પણ સાત સખીઓ કહેવા લાગી કે "એમાં શું થઇ ગયું? તમે ભાળશો નહિ તો અમે તમારૂં બધું કામ કરી દેશું. પણ તમારી આંખો કેવી રૂપાળી બની ગઇ છે! કેવી ચળકે છે! એની શી વાત કરવી, બા?" રાજકુંવરી બહુ રાજી થઇ. એને તો રૂપાળા થવું હતું! બીજી કાંઇયે વાત નહિ.

વળી એક દિવસ સવારે ઉઠીને હીરા બોલવા જાય, પણ બોલાયું નહિ. ફરીવાર ડાક્તર આવ્યા. ખુબ તપાસીને ડાક્તર બોલ્યા કે "કુંવરીબાની જીભ અને હોઠ, બધાંય પરવાળાનાં બની ગયાં છે."

મુંગા થવું એ તો ખરેખર બહુજ વસમું. પણ સાત સખીઓ હીરાને કહે, "ઓહો બા! રાતાં રાતા પરવાળાના

હોઠની અંદર, મોતીના દાણા જેવા દાંત કેવા શોભીતા લાગે છે! તમારા જેવી સુંદરી હવે તો આખા જગતમાં ન મળે. ”

ધીરે ધીરે રેશમના જેવા કાળા કાળા એના વાળ પણ સાચે સાચ રેશમના જ થઈ ગયા, ને એની આંગળીઓ પણ ચંપાની કળી બની ગઇ. પછી પરીઓએ વિચાર્યું કે ચાલો, ફરીવાર એની પાસે જઇએ. હવે કદાચ એનો મદ ઉતરી ગયો હશે.

સોનાના આસન ઉપર હીરા બેઠી છે. સાત સખીઓ એને વીંટળાઇ વળી છે. એ વખતે એ પરીએ આવીને હીરાને પૂછ્યું, “હીરા! હવે તને કાંઇ અક્કલ આવી કે? તારો ગર્વ ઉતર્યો કે? બોલ, મને જવાબ દેવો હશે તો તારાથી બોલી શકાશે. ”

ક્રોધમાં હીરાનું મોઢું રાતું ચોળ થઈ ગયું. રાડ પાડીને હીરા બોલી, “હું કદી યે તારી પાસે હાર કબૂલ કરવાની નથી. મારા મહેલમાંથી હમણાંજ ચાલી જા. ”

પરી કહે, “ઓહો! હજી યે આટલો મદ? ઠીક. તને બધાંય કંચનની પુતળી કહીને બોલાવે છે, તો હવે તું સાચેસાચ કંચનની પુતળી જ બની જા!”

ત્યાં તો જોત જોતામાં રાજકુંવરીનો રંગ સોના જેવો થઇ ગયો, ને આખું શરીર ચળક ચળક થવા માંડ્યું. ધીરે ધીરે એના હાથ પગ કડણુ બની ગયા. હીરા સોનાની પુતળી બની ગઇ.

રાજ મહેલમાં, એક સૌથી સુંદર ઓરડાની અંદર એ સોનાની પુતળીને બેસાડી રાખી. એને જોઇને બધાંયને બીક લાગતી. પછી એ દેશમાં માણસો અભિમાન કરતાં જ મટી ગયાં.



# નિર્દયાળુ અપ્સરા

નાનું સરખું એક શહેર, અને તેમાં એક રૂપાળો રાજમહેલ. પુનમનો દિવસ હતો. મધરાત જામી હતી. તે વખતે એ રાજમહેલની ઉપર આકાશમાં એક વિમાન આંટા મારતું હતું. એ વિમાનની અંદર ટોકરીઓના ઝંકાર થતા હતા.

કોનું એ વિમાન? કેમ ત્યાં થંભ્યું હતું?

દેવલોકની એક અપ્સરા એ વિમાનમાં બેસીને ઇંદ્રરાજાની કચેરીમાં જતી હતી. જતાં જતાં આ શહેર ઉપર વિમાન આવ્યું. અપ્સરાએ આઘેથી જોયું. રાજા અને રાણી રાજમહેલની અગાશીમાં સૂતાં હતાં.

ઓહો! મૃત્યુલોકની અંદર આવાં સુખી માનવી રહેતાં હશે? આ રાજા રાણી કેવી મીઠી નીંદરમાં પોઢયાં છે! હાય! હું અપ્સરા, પણ આવું સુખ મારા નસીબમાં ક્યાંથી હોય?

આવું આવું એ અપ્સરાના મનમાં થવા લાગ્યું. એના મનમાં રાણીના સુખની અદેખાઇ આવી. તુરત જ એણે વિમાનને અગાશી ઉપર ઉતાર્યું અને રાજાને ઉંઘમાં ને

ઉંઘમાં ઉપાડી લીધો. રાણીને એકલી મૂકીને વિમાન આકા-
શમાં ઉડયું.

સવાર પડયું. રાણી જાગી. જુએ તો રાજા ન મળે.
રાજા બહાર ગયા હશે. દરબારમાં ગયા હશે. બપોર થયા.
સાંજ પડી પણ રાજાજી આવ્યા નહિ. રાણીના પેટમા ફાળ
પડી. દસે દિશામાં માણસો દોડાવ્યાં. પણ રાજાનો પત્તો
મળે નહિ.

ઘણા દિવસ વાટ જોઇને રાણી ચાલી નીકળી. સાથે
કોઇ માણસ નહિ. કયાં જવું તે તો ખબર નહોતી. ડુંગરા
વટાવ્યા, વને વન વીંધ્યાં, નદી તળાવ જોયાં. તપાસ કરતી
જાય કે કયાંય રાજા મળે !

એમ કરતાં કરતાં એક ઘોર જંગલ આવ્યું. ત્યાં કોઇ
માણસ ન મળે. એ જંગલની અંદર એક મોટો કોઠો. કો-
ઠાના દરવાજા બંધ, અને ઉપર ચઢાય એવું કયાંઈ નહોતું.
પણ કોઠાની જમીન ઉપર ઝાડના વેલા ચડેલા એ વાત રા-
ણીને યાદ આવી. વેલાને ઝાલીને રાણી ધીરે ધીરે ચડવા
લાગી. વચમાં એમ થાય કે વેલો હમણાં તુટશે. છેવટે
રાણી કોઠા ઉપર પહોંચી.

ઉપર જાય ત્યાં તો રૂપાળા ઓરડા જોયા. ચારે તરફ
ભાત ભાતની શોભા જોઇ. પણ ઓરડાને તાળાં દીધેલાં.

જોતાં જોતાં એની નજર એક ચાવીના ઝુમખા ઉપર પડી. ચાવી લઇને એ પહેલો ઓરડો ઉઘાડવા લાગી. ઉઘાડતી જાય ને એની છાતી થરથર ધ્રુજતી જાય. ઉઘાડીને જુએ તો જાત જાતનાં સુંદર મેવા અને મીઠાઇ. બીજો ઓરડો ઉઘાડ્યો. અંદર જુએ તો જાત જાતનાં ફુલ અને તેલ અત્તર. એના જેવી સુગંધ મૃત્યુલોકની અંદર રાણીએ કોઇ દિવસ નહોતી જોઇ. એ બંધ કરીને ત્રીજો ઓરડો ઉઘાડે ત્યાં તો જાત જાતના પોશાક. એવા કિંમતી પોશાક તો પરીઓજ પહેરી શકે.

એમ કરતાં કરતાં સાતમો ઓરડો જ્યાં ઉઘાડે ત્યાં તો રાણી થંભી ગઇ. એના મોઢા ઉપરથી લોહી ઉડી ગયું. એ-નાથી ચીસ પડાઇ ગઇ. એણે શું જોયું?

રૂપાળા એક પલંગ ઉપર એનો સ્વામી–પેલો રાજા–પડ્યો છે. મોઢું સુકાઇ ગયું છે, શરીર તદ્દન દુબળું પડી ગયું છે. રાજા બેભાન બનીને સૂતેલો હતો.

રાણી રોતી રોતી રાજાના શરીર ઉપર હાથ ફેરવતી હતી. ત્યાં તો "ઘરરર, ઘરરર" એવો અવાજ સંભળાણો. આકાશમાંથી એક વિમાન ઉતરવા લાગ્યું. રાણીએ તો તરત જ ઓરડો બંધ કરી દીધો, અને ચાવી જ્યાં હતી ત્યાં મૂકીને પોતે સંતાઇ ગઇ.

વિમાન કોઠા ઉપર ઉતર્યું. અંદરથી એક અપ્સરા બહાર નીકળી. રાજાને ઉપાડી જનાર તેજ આ અપ્સરા. રાત પડી ગઇ હતી. આખા કોઠાની અંદર એની મેળે દીવા થઇ ગયા.

અપ્સરાએ એક પછી એક ઓરડા ઉઘાડ્યા. ખાધું પીધું, શણગાર સજ્યા. ફુલની માળા પહેરી. માથે સુગંધી તેલ લગાવ્યાં, અને સાતમા ઓરડાની અંદર ગઇ. જઇને સૂતેલા રાજાને પગે કાળો દોરો બાંધ્યો હતો તે છોડી નાખ્યો. રાજા ઉંઘમાંથી ઝબકી ઉઠ્યો. વિલાપ કરતો કરતો રાજા કહે છે કે "રે અપ્સરા! મેં તારો શું અપરાધ કર્યો છે? તું મને આંહી લાવી છો, પણ મારી વહાલી રાણી શી રીતે દિવસો કાઢતી હશે? એ મરી ગઇ હશે કે જીવતી હશે?"

અપ્સરા બોલી, "રાજા! એ રાણીને હવે ભૂલી જા. મારી સાથે લગ્ન કર. જો મારૂં રૂપ, મારી માયા, મારી શોભા."

રાજા તો ઝંખે છે કે મારે મારી રાણી વિના બીજું કાંઇ ન જોઇએ.

અપ્સરા કહે, "હું તને નહિ છોડું. તું નહિ માન તો તને રીબાવી રીબાવીને મારીશ."

આખી રાત આવી રીતે અપ્સરા મનાવે, ને ફોસલાવે. પણ રાજા માને નહિ. સવાર થયું એટલે ફરી વાર રાજાને પગે કાળો દોરો બાંધ્યો. રાજા બેભાન બનીને પડ્યો. અપ્સરા વિમાનમાં બેસીને ઇંદ્રલોકમાં ગઇ.

આખી રાત રાણીએ છાનીમાની આ વાતો સાંભળી. પોતાના સ્વામીનું દુઃખ જોઇને પોતાનું હૈયું ફાટી જતું હતું. એના મનમાં થયું કે “ કેવો મારા પતિનો પ્રેમ ? અપ્સરા ઉપર પણ મોહ્યો નહિ ! વાહ રે ! મારા પતિ ! ”

પછી દિવસ થયો એટલે રાણી સાતમા ઓરડામાં ગઇ. રાજાને ઉઠાડવો શી રીતે ? શરીર ઉપર હાથ ફેરવતાં ફેરવતાં એના પગના અંગુઠા ઉપર કાળો દોરો જોયો. રાણીએ દોરો છોડ્યો. તુરત જ રાજા જાગ્યો, અને રાણી સામું જોઈ રહ્યો. પણ ઘણા દિવસની ભૂખ, એટલે એને બરાબર દેખાયું નહિ.

રાણી કહે, “ ઓળખો છો ? ”

રાજાએ રાણીનો સાદ ઓળખ્યો. બેય જણા ભેટી પડ્યાં. રાજા રાણીને કહે કે “ વહાલી રાણી ! તમે આંહીથી ભાગી જાઓ. અપ્સરા તમને મારી નાખશે. મારી આશા કરશો નહિ. ”

રાણી કહે, “ મરીશ તો તમારી પાસે જ મરીશ. તમને સાથે લીધાં વગર આંહીથી નથી ખસવાની. ”

રાજા કહે, " હું શી રીતે આવું? મારા શરીરમાં જોર નથી. આટલા દિવસ થયાં મને ખવરાવ્યું નથી. આ કોઠા ઉપરથી કેમ કરીને નીચે ઉતરાય?"

રાણી બોલી, " તમને હું ખાવાનું આપું. હમણાં થોડાં દિવસ તમે ખાઓ પીઓ. તમારા શરીરમાં જોર આવશે ત્યારે ભાગી જશું."

પછી રાણીએ પહેલા ઓરડામાંથી મેવો ને મીઠાઈ આણ્યાં. રાજાને ખવરાવ્યાં. સાંજ પડી એટલે રાજાને પગે દોરો બાંધીને રાણી સંતાઇ ગઇ.

આવી રીતે રોજ સાંજરે અપ્સરા આવે, ને પહેલે દિવસ જેમ કર્યું તે પ્રમાણે કરે. સવારે પાછી ચાલી જાય. અને સવાર પડે કે તુરત રાણી રાજા પાસે આવે, ખવરાવે પીવરાવે ને આનંદ કરાવે. સાંજે પાછી સંતાઇ જાય.

એમ કરતાં થોડા દિવસ વીત્યા. અપ્સરાએ જોયું કે આ રાજાના શરીરમાં હવે નવું જોર આવતું જાય છે. આમાં કાંઈક ભેદ હશે. ગમે તેમ હોય, પણ રાજાને કયાંકથી ખાવાનું પહોંચે છે. અપ્સરા બરાબર તપાસ રાખવા લાગી.

રાજાને તો હવે દિવસનો પણ આરામ નથી મળતો. રાત આખી પણ જાગવું પડે છે. દિવસે રાણી, ને રાતે અપ્સરા. એક દિવસ રાતે રાજાને ઝોલું આવી ગયું, અને

તુરત જ અપ્સરા ચેતી ગઇ. એના મનમાં થયું કે નક્કી અહીં કોઇ માનવી રહે છે. સવાર પડયું કે તરત રાજાને પગે દોરો બાંધીને એને વિમાનમાં નાખ્યો, અને વિમાનને આકાશમાં હાંકી મૂકયું. પેલી રાણી દોડતી દોડતી બહાર આવી, ને બૂમો પાડવા લાગી. પણ કોણ જવાબ આપે?

માંડ માંડ હાથમાં આવેલો રાજા હવે તો ગયો, ફરી મળવાનો નથી, એમ માનીને રાણી હિંમત હારી બેઠી. રખડતી રખડતી એક કૂવા ઉપર જઇને ઉભી. અંદર પડીને મરવા જાય છે, ત્યાં તો અંદર હંસનાં બે બચ્ચાં બેઠેલાં જોયાં. એ બચ્ચાં માનવીની વાચામાં કહેવા લાગ્યાં કે "બ્હેન! આ કૂવામાં અમે તને આપઘાત કરવા નહિ દઇએ. જો, પેલા અમારાં માબાપ આવે. એમને પૂછીને પડજે."

હંસ અને હંસણી આવ્યાં.

રાણી બોલી, "હે રાજહંસ! હવે મને મરવા દો. મારા પતિ વિના હું શીદને જીવું?"

હંસ–હંસણી બોલ્યાં, "દુઃખી રાણી! તારો રાજા હજુ જીવે છે. તે કયાં છે એની અમને ખબર છે. અમારી પીઠ ઉપર બેસી જા. અમે તને એ દેશમાં ઉતારી દેશું."

રાણી હંસની પીઠ ઉપર બેઠી. હંસ હંસણી ઉડ્યાં,

મોટા મોટા ડુંગર અને મોટા દરીયા વળોટીને ગાંધર્વલોકમાં પહોંચ્યાં. રાણીને ત્યાં ઉતારી.

હંસ બોલ્યો, "રાણી બ્હેન! સાંભળો. આંહી એક ગાંધર્વ છે. એને એક દીકરી હતી. તે ઘણાં વરસો થયાં ખોવાઇ ગઇ છે. તમે ત્યાં જજો અને કહેજો કે "હું તમારી દીકરી." પછી એ તમને નાચગાન શીખવશે, ને ઇંદ્રની સભામાં લઈ જશે. ઇંદ્ર ભગવાનને તમારા નાચથી રાજી કરજો, અને વરદાન આપે ત્યારે તમારા પતિની માગણી કરજો. તમારા પતિને હરણ કરી જનારી અપ્સરા પણ ત્યાંજ હશે."

એમ કહીને હંસ હંસણી ઉડી ગયાં.

રાણી ગાંધર્વ પાસે ગઇ.

રાણી કહે, "બાપુ! મને ઓળખો છો?"

ગાંધર્વ કહે, "તું કોણ?"

રાણી કહે, "હું તમારી દીકરી."

પછી ગાંધર્વે નામ નિશાન પૂછી જોયાં તો બરાબર મળતી વાત આવી. ગાંધર્વ બિચારો દીકરીને જોઇ ગાંડો જ થઇ ગયો. દીકરીને નાચગાન શીખવવા મંડ્યો. થોડા દિવસમાં તો રાણી બહુજ સરસ કળાઓ શીખી ગઇ.

પછી ગાંધર્વ પોતાની દીકરીને ઇંદ્રની સભામાં લઇ ગયો. એના મનમાં એમ કે મારી દીકરીને સારાં નાચગાન કરાવીને ઇંદ્રની મહેરબાની મેળવી લઉં. સહુથી સરસ નાચ કરનારી પેલી અપ્સરા હતી. એ અપ્સરા નાચતી હતી, ને ગાંધર્વ વાજીંત્ર બજાવતો હતો. ગાંધર્વ જાણીજોઇને વાજીંત્ર તાલ બહાર વગાડતો ગયો, એટલે અપ્સરાનો નાચ ખરાબ થવા મંડ્યો. ઇંદ્રનું મન બહુજ દુઃખાતું હતું.

પછી ગાંધર્વે રાણીને હાજર કરી નાચ કરાવ્યો. એવો તો અલૌકિક નાચ, કે ઇંદ્ર કહે, " બેટા ! માગ, માગ ! "

રાણી બોલી, " માગું મ્હારા પતિ. "

ઇંદ્ર કાંઈ સમજી શકયા નહિ. પછી રાણીએ પોતાની આખી કથની કહી સંભળાવી. પેલી અપ્સરાને પણ ઓળખાવી.

ઇંદ્રે કોપ કરીને અપ્સરાને પૂછ્યું, " સાચી વાત ? "

અપ્સરા શરમાઇને નીચું જોઇ ગઇ.

ઇંદ્રે શાપ દીધો કે " હે નિર્દય મનની અપ્સરા ! જા તું મૃત્યુલોકમાં જન્મજે. તને પણ તારા પતિનો વિયોગ થશે. "

રાજાને કચેરીમાં હાજર કર્યો. ઇંદ્ર મહારાજે રાજા રાણી બેયને આશીર્વાદ દીધા. ઘણી ઘણી ભેટ આપી, અને વિમાનમાં બેસાડીને એમને ગામ મોકલી દીધાં.

# મનહર

એક સોદાગરને ત્રણ દીકરી હતી. મોટી બે બ્હેનો દેખા-
વમાં રૂપાળી, પણ એનાં મન બહુ ખારીલાં. આખો દિવસ
બેઠી બેઠી બેય જણીઓ નવા નવા શણગારજ સજ્યા કરે.
નાની દીકરી, જેવી રૂપાળી તેવીજ ગુણવાન; અને એનું મ્હોં
સદાય હસતું ને હસતું. બધાંયને એના ઉપર બહુ હેત
આવે. બધાંએ એનું નામ પાડયું " મનહર. "

સોદાગર બહુજ પૈસાદાર. મહામૂલા માલ ભરીને
એનાં વહાણ દેશવિદેશમાં જતાં.

એક વખત ખબર પડ્યાં કે એનાં બધાં વહાણ દરિ-
આમાં ડૂબી ગયાં. એ રાંક બની ગયો. મહેલ વેચીને
નાના ઝુંપડામાં રહેવા ગયો. ભાતભાતનાં ભોજનને બદલે
જુવારનો રોટલો જ મળે.

મોટી બે બ્હેનોને તો બહુજ ખીજ ચડી. એને કાંઈ
સારૂં લાગે નહિ. આખો દિવસ કચકચ કર્યા કરે.

પણ નાની બ્હેન મનહરનું મ્હોં તો હસતું ને હસતું.
આખો દિવસ ઘરનું કામકાજ કરે, રાંધણું કરે, વાળી ચો-
ળીને ઘર ચોખ્ખું રાખે, પોતાના બાપુની સંભાળ રાખે,

ને રાતે પોતાની નાની મઝાની પથારીમાં સુખેથી ઉંઘી જાય. સવાર પડયું ન હોય ત્યાં તો ઉઠે, ને ઘરનું કામકાજ કરવા માંડે. બાપનેય આ નાની દીકરી ઉપર બહુજ હેત. મોટી બે બ્હેનોથી એ ખમાય નહિ.

વળી ખબર આવ્યા કે એનું એક વહાણુ હાથ આવ્યું છે. એ વહાણુને લેવા જવામાં સોદાગરને પાછા આવતાં એક વરસ લાગશે. એણે દીકરીઓને પૂછયું કે "તમારે માટે કાંઇ લાવું?"

મોટી દીકરી કહે કે "મારે માટે એક રૂપાળું ઓઢણું લાવજો."

વચેટ દીકરી કહે કે "મારે માટે એક મોતીની માળા લાવજો."

સહુથી નાની દીકરી મનહર રોતી રોતી કહે કે "બાપુ! મારે બીજું કાંઇ નથી જોતું. તમે વ્હેલા વ્હેલા પાછા આવજો."

બાપુ કહે, "ના, બેટા! બધીએ કંઇક કંઇક મંગાવ્યું. તું પણુ કાંઇક તો મંગાવ.

મનહર બોલી, "ઠીક ત્યારે, બાપુ! એક સફેદ ગુલાબનું ફુલ લેતા આવજો."

સોદાગર ગયો. પાછા વળવાનો વખત આવ્યો. મોટી દીકરી માટે ઓઢણું અને વચેટને માટે મોતીની માળા તો મળી; પણ ધોળું ગુલાબનું ફુલ ક્યાંથી કાઢવું? એ દેશમાં તો ગુલાબ જ ન મળે. તો પછી સફેદ ગુલાબની શી વાત જ કરવી?

એમ વિચાર કરતો કરતો સોદાગર ઘોડે ચડીને બીજે ગામ જતો હતો. એમાં એ રસ્તો ભૂલ્યો. એને બહુજ થાક લાગ્યો. ઉંઘ પણ આવતી હતી. ફરતાં ફરતાં એણે એક મોટો મહેલ જોયો. એને એમ થયું કે અરે! વનમાં આવો મહેલ ક્યાંથી?

એણે તો મહેલને દરવાજે સાંકળ ખખડાવી. તુરત દરવાજો ઉઘડ્યો. ત્યાં કોઇ માનવી નહોતું. કોણે આ દરવાજો ખોલ્યો હશે એ કાંઇ સમજાણું નહિ.

સોદાગર જુએ ત્યાં તો હવામાં બે હાથ દેખાય છે. એ હાથ એને પગે લાગીને અંદર બોલાવે છે.

સોદાગર બોલ્યો, "ઘોડાને એકલો મૂકી શી રીતે આવું?"

ત્યાં તો કોણ જાણે ક્યાંથી બીજા બે હાથ આવ્યા, અને લગામ ઝાલી ઘોડાને તબેલામાં લઇ ગયા. સોદાગરને

થયું કે નક્કી, આ તો ભૂતનું ઘર લાગે છે; પણ એને તો એવો થાક લાગેલો કે અંદર ગયા વિના ઉપાય નહોતો.

અંદર જાય ત્યાં બીજા બે હાથ આવીને એને ભોજન-શાળામાં લઈ ગયા. ખૂબ સારી મીઠાઇ, મેવા, શરબત ને મુખવાસ દીધાં. સોદાગર ખાવા મંડ્યો. જુએ ત્યાં તો ચારે તરફ કેટલાયે હાથ હવામાં ઉભેલા. કોઇ એને પંખો ઢાળે, કોઈ પીરસે, ને કોઈ શરબત લાવી આપે. પછી એને સૂવાના ઓરડામાં લઈ ગયા. જુએ તો બે હાથ બિછાનું કરે છે. બિછાનું એવું સુંવાળું કે સોદાગરને મીઠી ઉંઘ આવી ગઇ.

સવારે ઉઠીને ઘોડે ચડી એ ચાલવા લાગ્યો. ત્યાં તો એણે એક રૂપાળી ફુલવાડી જોઇ. એ ફુલવાડીમાં ધોળાં ધોળાં સુંદર ગુલાબ ઉઘડેલાં. સોદાગરને એની નાની દીકરી-નો સંદેશો સાંભર્યો. તરત એ ફુલ તોડવા ગયો. જ્યાં તોડે ત્યાં તો મોટી ચીસ પડી. સોદાગરના હાથમાંથી ફુલ પડી ગયાં. સામે જુએ તો એક વિકાળ સિંહ ! રાતી રાતી એની આંખો, છરી જેવા એના દાંત. એની જીભ તો લસ લસ થાતી હતી.

સિંહ કહે, " કેમ મારૂં ફુલ તોડયું ? તને ખાઇ જાઉં."

સોદાગર કહે, " ભૂલ થઇ. આ વખતે માફ કરો. મારી નાની દીકરીએ મગાવ્યા છે, એટલેજ મેં તોડેલાં. "



પા. ૮૦—સિંહ કહે, "કેમ ફુલ તોડયું? તને ખાઇ જાઉં.'

સિંહ બોલ્યો, "ઠીક, એક વાત કબુલ કર તો જાવા દઉં. ઘેર જા ત્યારે તને જે પહેલું સામું મળે તેને એક મહીનાની અંદર આંહી મોકલી દેવું."

સોદાગરે વિચાર કર્યો કે ઘેર પહેલવહેલું તો બીજું કોણ મળશે? બારણામાં મારો કૂતરો બેઠો હશે. એને મોકલી દઇશ. એમ સમજીને એણે કહ્યું કે "બહુ સારૂં."

સિંહ કહે, "આ ફુલ તારી દીકરી પાસે લઇ જા. એક મહિનો વીત્યે જ્યારે આંહી આવવું હોય, ત્યારે આ ફુલ હાથમાં રાખજો, ને મનમાં ચિંતવજો; એટલે તરત આંહી આવી પડશો."

સોદાગર ઘેર ગયો. દરવાજામાં જાય ત્યાં તો નાની દીકરી "બાપુ આવ્યા, બાપુ આવ્યા" કરતી દોડી આવી. બાપુને વળગી પડી.

બાપના મનમાં ફાળ પડી કે "હાય હાય! શું કામે મેં સિંહનું વચન કબૂલ કર્યું? આ દીકરીને મારાથી કેમ મોકલાશે? એના કરતાં સિંહ મનેજ ખાઈ ગયો હોત તો કેવું સારૂં થાત?" સોદાગરની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

મનહરે પૂછ્યું, "બાપુ શું કામ રડો છો? શું થયું છે."

બાપુએ રાતાં રાતાં બધી વાત કહી.

મનહર બોલી કે "કાંઈ વાંધો નહિ. આપણું વચન કાંઇ આપણાથી ભંગાય? બાપુ! મને ત્યાં ખુશીથી લઈ જાજો."

એક મહિનો વીતી ગયો. સોદાગરે વાત કાઢીજ નહિ. પણ મનહર કાંઇ ભૂલે? એણે સંભારી આપ્યું. સોદાગર ખૂબ રોયો. પણ મનહર એકની બે થઇ જ નહિ. બન્ને જણાંએ હાથમાં ફુલ લઇને ચિંતવન કર્યું, એટલે ઘડીવારમાં તો સિંહની ફુલવાડીમાં પહોંચ્યાં. દરવાજે કોઈ માણસ નહોતું. પણ આગળની જેમ બે હાથ આવ્યા, ને બાપદીકરીને અંદર લઇ ગયા. પછી ઘણા હાથ આવ્યા, અને બાપ દીકરીને જમાડી લીધું.

ત્યાં તો સિંહ આવ્યો. સોદાગરે એને પગે લાગીને કહ્યું, "આ મારી દીકરી."

સિંહ બોલ્યો, "તમે હવે તમારે ઘેર જાઓ. તમારી દીકરી આંહી જ રહેશે. એની ચિંતા કરશો નહિ. એને આંહી કાંઇ દુઃખ નહિ થાય."

સોદાગર દીકરીને એક બચ્ચી કરીને ચાલ્યો ગયો. મનહર તો એ ભૂતના મહેલમાં એકલી પડી. ઘણા હાથ એની પાસે હાજર રહે છે. એને જે જોઇએ તે આપે છે.

મનહર નહાવાની ઓરડીમાં જાય ત્યાં તો પત્થરની કુંડીમાં સુગંધી ગુલાબજળ ભરેલાં, જાતજાતનાં રૂપાળાં તેલ પડેલાં, અને જાતજાતનાં રંગબેરંગી ઓઢણાં ટાંગેલાં. ખાવાને વખતે ખાવાનું પણ તૈયાર. ખાવા બેસે તે વખતે મીઠાં મીઠાં વાજાં વાગવા માંડે. એક ઓરડામાં જુએ તો અપરંપાર રમકડાં, બીજા ઓરડામાં ચિત્રોની ચોપડીઓ, ત્રીજા ઓરડામાં લીલા પીળા ને આસમાની રંગનાં પંખી.

મનહરને આ બધુંય બહુજ ગમ્યું. પણ અરેરે ! આવી શોભા શું એકલા એકલા જ જોયા કરવાની ? એની સાથે બીજું કોઇ માનવી નહિ ?

સાંજે સિંહ આવ્યો. સિંહ કહે, “ તને વાર્તા કહું ?”

મનહર બ્હીતી બ્હીતી બોલી કે “ ભલે ! ”

રાજી થઇને સિંહ વાર્તા કહેવા લાગ્યો. બહુજ મઝાની વાર્તા. સિંહની મીઠી મીઠી બોલી સાંભળે ત્યારે મનહરને બહુ હેત આવે. પણ સિંહનાં મોઢા સામે જુએ ત્યાં મનહર બ્હી મરે. સિંહ થોડીક વાતો કરીને ચાલ્યો ગયો.

પછી તો રોજ સાંજે આવીને સિંહ વાર્તા કરે. ધીરે ધીરે મનહરની બીક ઓછી થઇ. એને લાગ્યું કે સિંહનું મ્હોં ભલે ખરાબ હોય, પણ એનું મન બહુજ પ્રેમાળ લાગે છે.

એક વાર સિંહ કહે કે "મારી સાથે પરણીશ ?"

મનહર તો આ સાંભળીને ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા લાગી. બિચારો સિંહ દિલગીર થઇને ચાલ્યો ગયો.

મનહરને એક દિવસ સ્વપ્નું આવ્યું કે પોતાને ઘેર એના બાપુ બહુ માંદા છે. એને બહુજ શોક થયો. સાંજે સિંહને એણે વાત કરી.

સિંહ કહે, "લે આ ગુલાબ. હાથમાં રાખીને તારા ઘરનું ચિંત્વન કરજે. હમણાં પહોંચી જઇશ. પછી આવ-વાને વખતે પણ એમજ કરજે. જલદી પાછી આવજે, હો ! તારા વિના મારા દિવસ કેમ જાશે ?"

મનહર કહે, "હું આઠ દિવસમાં જ આવીશ."

મનહર બીજે દિવસે ઘેર પહોંચી. ખરેખર એના બાપુ માંદા હતા. પણ મનહરને દેખીને એ સાજા થઇ ગયા.

મનહરે પોતાની બે બ્હેનોને સિંહના ઘરની બધી વાત કહી સંભળાવી. એ સાંભળીને એ બે બ્હેનોના મનમાં બહુજ ખાર થયો. એક દિવસ તેઓ છાનીમાની એના ઓરડામાં-થી ગુલાબનું ફુલ ચોરી લાવી. ફુલ હાથમાં રાખીને ચિંત્વન કર્યું કે "અમને એ રૂપાળા રાજમહેલમાં લઇ જા."

ત્યાં તો એક ભયંકર અવાજ થયો. જાણે કોઇ રાક્ષસ ખાવા આવે છે. બેય જણીના હાથમાંથી ફુલ પડી ગયાં, ને બેય જણી ઘરમાં ભાગી ગઈ.

ત્યાં તો સાત દિવસ વીતી ગયા. જાવાનો વખત થયો. મનહરે બાપુની રજા લીધી; પણ જુએ તો ફુલ ન મળે. મનહર રોતી રોતી ફુલ ગોતવા લાગી. બહાર જઇને જુએ ત્યાં સુકાઇ ગયેલું ગુલાબ પડેલું. મનહર જઇને એ ફુલને અડકી ત્યાં તો આગળના જેવું જ તાજું ફુલ બની ગયું. રાજી થઇને એ સિંહને ઘેર ચાલી ગઇ.

જઇને જુએ ત્યાં તો હાય હાય! રૂપાળી ફુલવાડી હતી ત્યાં બધું જંગલ થઈ ગયેલું; ઘરમાં જઇને જુએ તો બધું વીંખાયેલું પડેલું. આખું ઘર ઝાંખું ઝાંખું બની ગયેલું. પેલા હાથ તો કામ કરતા હતા, પણ એમાં જાણે જોર જ નહોતું. તે દિવસે ખાવાને વખતે વાજાં પણ ન વાગ્યાં. સાંજે સિંહ આવશે એમ લાગ્યું. અરેરે! એને બહુ જ ખોટું લાગ્યું હશે.

સાંજ પડી, પણ સિંહ તો આવ્યો નહિ! આખી રાત મનહરને ઉંઘ આવી નહિ: એ તો આંસુ ઢાળતી જાય ને મનમાં વિચારતી જાય, કે અરેરે! એને રીસ ચડી હશે? કે એ માંદા પડ્યા હશે? મેં અભાગણીએ શું કામ મોડું કર્યું?

મનહર તો બગીચામાં જઇને ગોતવા મંડી. એણે જોયું તો આઘે એક ઝાડ હેઠળ સિંહ સૂતેલો. સાવ મરવા જેવો થઇ ગયેલો. એની આંખમાંથી આંસુ પડતાં હતાં.

મનહર એની પાસે જઇને રોતી રોતી કહેવા લાગી, " સિંહ ! ઓ સિંહ ! ઉઠો. ફરી વાર કદી આમ નહિ કરૂં. મારા સમ છે, ઉઠોને ! "

સિંહે ગરીબડું મ્હોં કરીને મનહરને કહ્યું, " તું મારી સાથે પરણીશ ? "

મનહર બોલી, " એથી જો તમને સારૂં થતું હોય તો હું જરૂર પરણીશ. "

આહાહા ! આટલું મનહર બોલે ત્યાં તો ચોમેર વાજાં વાગવા લાગ્યાં, વાડી લીલીછમ બની ગઇ, પંખી ગીત ગાવા લાગ્યાં; અને સિંહ ! મનહર જુએ તો સિંહ ન મળે. એને બદલે એક રાજકુમાર ઉભેલો.

રાજકુમાર બોલ્યો, " આ રાજમહેલ મારો છે. એક જાદુગરે આવીને મને સિંહ બનાવી દીધો. મારા માણુસોના ફક્ત હાથ રહેવા દીધા. એણે મને કહેલું કે કોઈ રૂપાળી કન્યા આવીને તને પરણવાની હા પાડશે, ત્યારે તું પાછો રાજકુમાર થઇ જઈશ. "

ઘરમાં જઇને જુએ ત્યાં તો હાથ ન મળે. બધા નોકર-ચાકર કામ કરતા હતા. પછી રાજકુમાર મનહરને લઇને સોદાગરને ઘેર ગયો. એની વાત સાંભળીને સોદાગરે બેયનાં લગ્ન કર્યાં.

એ મોટી બ્હેનો તો ખારમાં ને ખારમાં બળીજ ગઈ.

પરણીને બેય જણાં પાછાં પોતાને દેશ આવ્યાં. ખાધું પીધું રાજ કીધું.



# મયૂર રાજા

એક હતો રાજા અને એક હતી રાણી. એને બે નાના દીકરા હતા. થોડા વખત પછી એને એક બહુ રૂપાળી કુંવરી અવતરી. દેશના મોટા મોટા માણસોને અને બધીય પરીઓને બોલાવીને રાજા રાણીએ કુંવરીનું નામ પાડયું, "મણિમાલા." બધાં જાવા લાગ્યાં તે વખતે રાણીએ પરીઓને પૂછયું કે "મારી દીકરીનું નસીબ કેવું છે?" પરીઓને આ વાત કહેવાનું મન નહોતું. પણ રાણીએ બહુજ આજીજી કરી. રાણી કેમેય જાવા દે નહિ, એટલે પરીઓએ કહ્યું કે "તમારી કુંવરીને લીધે તમારા દીકરાને માથે બહુ દુઃખ પડશે. કદાચ એ દીકરા મરી પણ જાય." રાણી તો આ વાત સાંભળીને કલ્પાંત કરવા લાગી, પણ એણે કોઇને કાંઇ કહ્યું નહિ.

ત્યારથી રાણી બરાબર ખાય નહિ, પીએ નહિ, છાનીમાની બેસી રહે.

રાજા કહે, "રાણીજી, બોલો, શું થયું છે તમને? મોઢું કેમ ઉતરી ગયું છે?"

રાણી ખોટું ખોટું કહે કે "તળાવમાં ન્હાવા ગઇ'તી. ત્યાં એક જોડ હીરાની બંગડી પાણીમાં પડી ગઈ."

રાજાજી કહે, "બસ, આ જ વાત છે? બોલાવો સોનીને અને ઘડાવો બીજી છ જોડ હીરાની બંગડી."

છ જોડ હીરાની બંગડી ઘડાવી, તોયે રાણીજી ખાય નહિ, પીએ નહિ.

રાજા કહે, "રાણીજી, વળી શું થયું?" રાણી કહે, "બગીચે ફરવા ગઇ'તી ત્યાં કાંટા ભરાણા ને સોનેરી સાડી ફાટી ગઇ."

તુરતજ રાજાએ હુકમ દીધો કે "બીજી પચાસ મણિ-મુક્તા-જડેલી સાડી કરાવો." પચાસ સાડીઓ આવી.

તોયે રાણી ખાય નહિ, પીએ નહિ. રાજાજી કહે, "રાણીજી, ખરેખર તમે કાંઇક વાત સંતાડી રાખી છે. સાચું કહો શું થયું છે?" રાણીએ પરીઓની વાત કહી બતાવી. સાંભળીને રાજાને ફાળ પડી. એણે કહ્યું કે કુંવરીને મારી નાખીએ. રાણી તો છાતીફાટ રોતી રોતી બોલી, "ના, ના, એ બને નહિ." પછી બેય જણાંએ નક્કી કર્યું કે જંગલમાં એક કિલ્લો બંધાવીને એમાં મણિમાલાને રાખવી. રાજમહેલની પાછળ એક મોટું જંગલ હતું. ત્યાં મોટી મોટી ભિંવાલોવાળો એક કિલ્લો બંધાવ્યો, ને રાજકુંવ-રીને એમાં રાખી. રોજ સાંજે રાજા રાણી બે કુંવરને લઇને કુંવરીને મળી આવે.

એમ કરતાં ઘણા વરસ વીત્યાં. રાજા રાણી મરી ગયાં. એટલે મોટો કુંવર ગાદીએ બેઠો છે. એક દિવસ એણે પોતાના ભાઇને કહ્યું, " ભાઇ, બ્હેન મણિમાલા બિચારી બહુ દુઃખી થાય છે. નાનપણથીજ આ કિલ્લામાં એને શું કામે પૂરી છે? ચાલો, આપણે એને અહીં લઇ આવીએ." એમ કહીને બન્ને જણાં બ્હેનને તેડવા ગયા.

મણિમાલાનો આનંદ તો કયાંય માય નહિ. એને ભાઇઓ ઉપર કેટલું હેત વછૂટયું! પછી ત્રણે જણાં વનમાંથી રાજધાની તરફ ચાલી નીકળ્યાં.

રસ્તામાં કેટલાં કેટલાં ફળ ફુલનાં ઝાડ ને કેવાં રૂપાળાં પંખી જોયાં! મણિમાલાએ તો કોઈ દિવસ જોયેલાં નહિ. જોઇ જોઇને મણિમાલા હસતી જ જાય, ને પૂછતી જાય કે " આ શું? આનું નામ શું?" પોતાની ધોળી બિલાડીને પણ એ સાથેજ તેડી લાવી છે. એક ઠેકાણે એણે જોયું તો એક મોર કળા કરીને નાચી રહ્યો છે. એનાં સુંદર પીછાં સૂરજના તેજમાં ભળક ભળક થાય છે. મણિમાલા તો થંભીને ઉભી રહી. પછી તે બોલી, "ઓહો કેવું સુંદર પ્રાણી! આ શું કહેવાય?" ભાઇઓ કહે, " એ એક જાતનું પંખી. એનું નામ મયૂર." તુરતજ મણિમાલાએ હઠ લીધી કે " આ મયૂર બહુ સુંદર. હું પરણું તો એ મયૂરોના જ રાજાને. બીજા બધા ભાઇ બાપ."

એના ભાઇઓ કહે, "અરે બ્હેન, ગાંડીના જેવી વાતો કાં કરે? માનવી તે વળી પંખીની સાથે પરણે ખરાં? મયૂરોને તે વળી રાજા હોય? અને હોય તો યે અમે એને કયાં ગોતવા જઇએ?" મણિમાલા તો એકજ વાત કહે કે "પરણું તો એ પંખીના રાજાને જ પરણું."

ભાઇઓએ નક્કી કર્યું કે ચાલો ત્યારે મયૂર રાજાને ગોતીએ. બ્હેનને કહે કે "બ્હેન અમે જાશું મયૂર રાજાને ગોતવા. તું અહીં રહીને રાજપાટ સંભાળજે." પછી એ દેશના એક બહુજ હુશીયાર ચિતારાની પાસે પોતાની બ્હેનની છબી ચીતરાવી. છબી તો એવી બની કે કેમ જાણે મણિમાલા પોતે જ બેઠી હોયને! છબી લઇને બેય ભાઇ મોરને દેશ જવા નીકળ્યા.

પણ કયાં આવ્યો એ મોરનો દેશ? કોને ખબર? બેય જણા કેટલા કેટલા દેશ ભટકયા, કેટલા કેટલા પહાડ વળોટી ગયા, કેટલાં કેટલાં વન વીંધ્યાં, પણ કયાંય પત્તો મળે નહિ. કેટલાંયે માણસોને પૂછે પણ કોઇને ખબર નહિ. બેય ભાઈ રસ્તે ચાલતા ચાલતા વિચાર કરે છે કે અરેરે! મયૂરોનો રાજા નહિ મળે, ને આપણી બ્હેન પરણશે નહિ.

એટલામાં તો ભરરર ભરરર ભરરર એવો અવાજ સંભળાયો. જુએ ત્યાં તો આકાશમાં ટીડડાંનાં ટોળે ટોળાં

ચાલ્યા આવે, ને આકાશમાં અંધારૂં થઇ ગએલું. એ હતો ટીડનો દેશ. ટીડ એ ભાઈની પાસે આવીને પૂછવા લાગ્યાં, " ભાઇઓ, આંહી શું કામે આવ્યા છો ? "

મોટો ભાઇ કહે, " મોર પંખીનો દેશ કયાં આવ્યો, ભાઇ ? " ટીડ કહે, "ચાલો તમને એ દેશમાં લઇ જાઇએ. પણ એ તો બહુજ આઘે છે. તમારાથી પહોંચાશે ? "

પછી બે ભાઇઓએ બધી વાત કરી, એટલે ટીડ ભેગાં થયાં. એક ઝાડની ડાળ ભાંગી ને તેના ઉપર એ બે ભાઇ-ઓને બેસાડયા. પછી ડાળ ઉપાડીને બે ભાઇઓને લઇને ટીડ મોરપંખીને દેશ ચાલ્યાં.

નેવું હજાર ગાઉ આઘે એ દેશ. ત્યાં જઇને જુએ તો ઠેકાણે ઠેકાણે મોર ! ધરતી ઉપર મોર, આકાશમાંયે મોર. કોઇ મોર રમત કરે છે, કોઇ નાચે છે, અને બધાંય એવા ટહુકાર કરે છે કે ત્રણ ગાઉ આઘેથી પણ એ અવાજ સંભળાય. મોરપંખીના દેશમાં તો આવ્યા, પણ એના રાજા આગળ શી રીતે જવાય ? ટીડ બોલ્યાં કે "ચાલો તમને રાજા પાસે લઇ જાઉં."

રાજદરબારમાં જઇને જુએ ત્યાં તો બરાબર માનવી જેવાં માનવી જ બેઠેલાં. એ માણસોનો પોષાક મોર પીછાંનો બનાવેલો. દેખાવ બહુ રૂપાળો. બધાયની અંદર વધારે

સ્વરૂપવાન રાજા પોતે જ. રાજા સોનેરી મોર ઉપર બેઠેલા. એને માથે મોરપીછનો મુગટ.

નાનો રાજકુંવર રાજાને નમસ્કાર કરીને બોલ્યો, " અમે આપને એક ચીજ બતાવવા આવ્યા છીએ. " એમ કહીને પોતાની બ્હેન મણિમાલાની છબી રાજાની આગળ ધરી. છબી જોઇને મયૂર રાજા એટલા ખુશી થયા કે એ તો બોલવા મંડ્યા કે " કેવું સુંદર ! વાહ ! કેવું સુંદર ! માનવીને શું આટલું બધું રૂપ હોય ?"

મણિમાલાના ભાઇ કહે, "આ અમારી પોતાની બ્હેનની જ છબી. આ મારા મોટા ભાઇ. આપની જેમ એ પણ એક દેશના રાજા છે. "

એ સાંભળીને મયૂર રાજાએ બેય ભાઇની બહુ જ મહેમાનગીરી કરી. પછી તે બોલ્યા કે " પરણું તો આપની બ્હેનને જ પરણું. બીજી બધી મા-બ્હેન. પણ યાદ રાખો, જો તમારી બ્હેનનું રૂપ બરાબર આ છબી જેવું નહિ હોય તો હું તમને મારી નાખીશ. "

ભાઇઓ કહે, " ભલે. "

પછી બ્હેનને તેડવા પોતાના રાજમાં માણસો મોકલ્યાં.

ત્રણ દરીયા વળોટીને મયૂર દેશનાં માણસો મણિમાલાને દેશ પહોંચ્યાં. મણિમાલાને માટે એક સુંદર નૌકા

સાથે લીધેલી. એ નૌકાની ચારે તરફ મોરનાં જ ચિત્રો. એમાં બેસીને મણિમાલા મોર પંખીના દેશ તરફ ચાલી નીકળી. સાથે પોતાની ધોળી બીલાડીને પણ લીધેલી. બીજી એક બુઢ્ઢી દાઇ અને એ બુઢ્ઢીની એક દીકરી પણ સાથે હતી.

નૌકામાં બેસીને મણિમાલા વિચારે છે કે ઓહો ! ક્યારે એ મોરપંખીના દેશમાં પહોંચાશે ? બુઢ્ઢી દાઇના મનમાં થાય છે કે " મારી દીકરીને મયૂર રાજાની રાણી કેવી રીતે કરૂં ? " બુઢ્ઢીના પેટમાં આવી દાનત હતી એની મણિમાલાને શી ખબર ?

એક દિવસ રાતે મણિમાલા સૂતી હતી, એની સફેદ બિલાડી પણ એના પલંગ ઉપર સૂતેલી. એ સમયે બુઢ્ઢી દાઇ અને એની દીકરી બેય ઉઠયાં. બેય જણાએ રાજકુંવરીનો પલંગ ઉપાડયો, ને નૌકામાંથી દરીયામાં મેલી દીધો. કોઇ-ને ખબર પડી નહિ.

બીજે દિવસે નૌકા મોર પંખીને દેશ પહોંચી. રાજા-જીએ પાલખી મોકલી. રસ્તામાં બેય બાજુ ઝાડ ઉપર હજા-રો મોર બેઠા બેઠા માથાં ઉંચા કરીને જોઈ રહેલા કે ઓ કન્યા આવે ! એટલામાં ઝળાક ઝળાક થતો પોષાક પહે-રીને બુઢ્ઢીની દીકરી નૌકામાંથી ઉતરી.

બધા મોર તો જોઈ રહ્યા.

એક મોર બોલ્યો, " શું જોઇને આ ડાકણે આવો રૂપાળો પોશાક પહેર્યો હશે ? "

બીજો મોર બોલ્યો, " અરેરે ! આપણાં રાણીજીની દાસી આટલી બધી કદરૂપી હશે ? "

ત્રીજો મોર ચીસ પાડતો પાડતો આવ્યો કે "ભાઇઓ ! એ જ આપણાં રાણીજી ! "

એ સાંભળીને બધા મોર " ઉવાક, ઉવાક " કરતા બૂમ પાડવા લાગ્યા.

બુઢ્ઢીની છોકરીને બહુ જ ખીજ ચડી. એ બોલી કે " પીટયાઓ! પહેલાં મને રાણી થઈ જવા દો. પછી તમારી વાત છે."

કન્યાનું રૂપ જોવા મયૂર રાજા પણ આવ્યા. એણે તો કન્યાને જોઇ કે મોઢું રાતુંચોળ થયું. રાજા કહે કે " અરર ! મારી મશ્કરી ! જાઓ, લઇ જાઓ એ બે ભાઇને બંદીખાનામાં, સાત દિવસ પછી ગરદન મારજો. "

રાજકુમારો તો કાંઇયે ભેદ સમજ્યા નહિ, ને અફ-સોસ કરવા લાગ્યા.

આ તરફ મણિમાલાનું શું થયું ? એનો પલંગ તો તરતો તરતો ચાલ્યો. મણિમાલા અને એની બિલાડી બેય

હજુ તો ઉંઘતાં હતાં. થોડી વારે બિલાડી જાગી, જુએ તો ચારે બાજુ પાણી ! એ તો મ્યાંઉં મ્યાંઉં કરવા લાગી. પલંગની ચારે બાજુ મોટાં મોટાં માછલાં વીંટળાઇ વળ્યાં. ત્યાં તો રાજકુંવરી પણ જાગી. જુએ તો કયાં નૌકા ? કયાં એનાં માણસો ? કયાં પોતે ? પલંગ ઉપર પોતે એકલી એ પાણીમાં તણાતી જાય છે, ને ચારે તરફ મોટાં માછલાં ! એવાં મોટાં માછલાં કે આખા પલંગને ગળી જાય.

બે દિવસ સુધી પલંગ પાણીમાં તણાતો ગયો. છેવટે પલંગ એક મછવા સાથે ભટકાણો. મછવા ઉપર એક ડોસો બેઠેલો. હાથીદાંતની નકશીવાળા એ પલંગ ઉપર રેશમી પથારી, અને એના ઉપર આવી દેવાંગના જેવી સ્ત્રી જોઇને ડોસાએ એને મછવા ઉપર લઈ લીધી, ખાવાનું આપ્યું. મણિમાલા ખાઈ પીને તાજી થઇ. એણે બધી વાત ડોસાને કહી. ડોસો કહે, " રડશો નહિ. આ એજ મોર પંખીનો દેશ. "

રાજકુમારી અને બિલાડી મછવામાં જ રહ્યાં.

રાજકુમારી રોજ બિલાડીને શહેરમાં મોકલે, અને કહે કે " રાજાની થાળી ઉપાડી લાવજે. "

બિલાડી રોજ રાજદરબારમાં જાય. ખાવાની થાળી તૈયાર થાય, રાજાજી જમવા પધારે, ત્યાં તો બિલાડી ઘા-



પા. ૯૪- બેઉ જણીએ રાજકુમારીનો પલંગ દરીયામાં મેલી દીધો.

બીને ઉપાડીને પલાયન કરી જાય. મછવામાં જઇને ત્રણે જણાં એ ભોજન જમે.

એક દિવસ ! બે દિવસ ! રાજાજીનો થાળ રોજ ગૂમ થવા લાગ્યો. રાજાજીને નવાઇ લાગી. એક દિવસ રસોયો સંતાઇ ગયો. બિલાડી થાળી ઉપાડીને ભાગી એટલે રસોયો પાછળ પાછળ ચાલ્યો. મછવામાં સંતાઇને જુએ ત્યાં તો આખો ભેદ સમજાણો.

રાજાજીને એણે બધી વાત કરી. રાજાજીએ ત્રણે જણાંને તેડાવ્યાં. આંખો રાતીચોળ કરીને પેલા બુઢ્ઢાને ધમકાવવા જાય ત્યાં તો એની નજર રાજકુમારી ઉપર પડી. રાજા હેબતાઇ ગયો. આ તો પેલી છબીમાં ચિતરેલી રાજકુમારી ! અરે ! છબીના કરતાં પણ કેટલું બધું રૂપાળું એનું મોઢું ! ટગર ટગર રાજા જોઇ રહ્યો. રાજકુમારી હસતી રહી.

રાજા કહે, "બોલો, બોલો, કુમારી ! કયો તમારો દેશ ? શી રીતે આંહી આવ્યાં ?"

મણિમાલાએ બધી વાત કહી. રાજાએ બંદીખાનામાંથી રાજકુમારોને તેડાવ્યા. આજ બરાબર સાતમો દિવસ છે. રાજકુમારોએ જાણ્યું કે હાય હાય ! મરવાનું ટાણું થઇ ગયું.

ત્યાં તો માણસોએ આવીને સલામ કરી. ગાડીમાં બેસાડીને રાજા પાસે લઇ ગયા. જઇને જુએ ત્યાં તો બ્હેન ! ત્રણે ભાંડુ ખૂબ રડ્યાં; પછી હસ્યાં.

મયૂર રાજા પણ ત્રણે જણાંને પગે પડ્યો.

પછી તો ધામધૂમ. મયૂર રાજા મણિમાલા સાથે પરણ્યા, અને પેલી બુઢ્ઢીની કદરૂપી છોડી ! એ તો ક્યાં યે પલાયન કરી ગઇ.



# નીતિવાન ચોર

એક હતો ચોર. એને એવું નીમ કે એક વરસમા એક જ વાર ચોરી કરવી, બીજી વાર નહિ.

એક દિવસ એ ચાલ્યો ચોરી કરવા. રસ્તામાં એક નદી આવી ત્યાં એ બેઠો. એટલામાં એક વાણીયો નીકળ્યો. વાણીયાને બહુ તરસ લાગેલી. ખોબો ભરીને જ્યાં પાણી પીવા જાય ત્યાં એણે ચોરને જોયો. વાણીયાના પેટમાં ફાળ પડી. પાણી પૂરૂં પીધા વિના ઉઠયો.

ચોર કહે, ' શેઠજી, પૂરૂં પાણી તો પી લ્યો."

વાણીગો કહે, "બસ ભાઇ, મારે વધારે નથી પીવું."

ચોર કહે, "શેઠ, તમે ભડકો મા. હું તમને નથી લુંટવાનો. વિશ્વાસ રાખો, ને પાણી પી લ્યો. મારે તો મોટી ચોરી કરવાની છે." વાણીયાએ પાણી પીધું. ચોર કહે, " શેઠ ! તમારી પાસે આ લાકડી છે, તે મને આપો. પૈસા દઉં."

વાણીયાના મોઢા ઉપરથી લોહી ઉડી ગયું. એ બોલ્યો " ભાઇ, મારાથી લાકડી વિના હલાય નહિ. લાકડીને ટેકે ટેકે તો હાલું છું. આંહી વગડામાં બીજી લાકડી કયાંથી કાઢું ?"

ચોરે લાકડી ઝુંટાવી લીધી, અને એને ચીરી, ત્યાં તો માંહેથી ચાર રત્નો નીકળ્યાં.

દાંત કાઢીને ચોર કહે કે "શેઠજી તમને મેં અભય-વચન દીધેલું, તો યે તમે મારી પાસે ખોટું બોલ્યા. લ્યો તમારાં રત્ન. મારે એ ખપે નહિ. તમે કયે ગામ જાઓ છો?"

શેઠ કહે, "ઉજેણી નગરી."

ચોર કહે, "ત્યારે ઉજેણીના રાજા વીર વિક્રમને એટલું કહેજો કે આજ રાતે હું ચોરી કરવા આવીશ, માટે હુશી-આર રહે."

વાણીયાએ જઇને વીર વિક્રમને ખબર દીધા.

રાજા વીર વિક્રમ તો વિચારવા લાગ્યા કે ઓહો! આવો બહાદુર ચોર કોણ હશે? આ ચોર તો સામેથી સમા-ચાર મોકલાવે છે!

રાજાજીએ હુકમ કર્યો, કે આજ રાતે હું એકલો આખા નગરની ચોકી કરવાનો છું. માટે બધા સીપાઇને રાતે રજા આપવી. કોઇએ આજ રાતે જાગવાનું નથી. નગરનાં માણ-સોને પણ કહેજો કે નિરાંતે સૂઇ જાય.

રાજાજી તો દેવતાઈ પુરૂષ હતા. એના વચન ઉપર બધાને વિશ્વાસ. રાત પડી. ચોકીદાર ગયા પોતપોતાને ઘેરે

ગયા. ગામનાં માણસો પણ સૂઈ ગયાં. નગરના ગઢના દર-વાજા દેવાઈ ગયા.

રાજાજી એકલા ચોરનો વેશ લઈને નગરની અંદર, ગઢની રાંગે રાંગે ફરવા લાગ્યા. ફરતાં ફરતાં એક જગ્યાએ ઉભા રહ્યા. એને લાગ્યું કે આંહીથી ચોર ઉતરશે.

ત્યાં તો બહારથી પેલો ચોર ગઢ ઉપર આવ્યો. ચોરે જોયું કે અંદર એક આદમી ઉભો છે. એટલે તે પાછો ઉત-રવા મંડયો. ત્યાં તો રાજાએ સીસોટી મારી. ચોર એક બીજાને જોઇને સીસોટી મારે તેવીજ આ સીસોટી.

પેલો ચોર સમજ્યો કે આ કોઇ મારો જ ભાઇબંધ લાગે છે. એટલે એ અંદર આવ્યો. વિક્રમ રાજા કહે કે ચાલ દોસ્ત, હું આ ગામનો ભોમીયો છું. તને સારાં ઠેકાણાં બતાવું.

બન્ને જણા ચાલ્યા. ચાલતાં ચાલતાં એક શાહુકારનું ઘર આવ્યું. રાજાએ અંદર જવાનો રસ્તો બતાવ્યો. ચોર અંદર જાય, ત્યાં શેઠ શેઠાણી ભર ઉંઘમાં સૂતેલાં. ચોર થોડી વાર ઉભો ત્યાં ઉંઘમાં ને ઉંઘમાં શેઠાણી બોલ્યાં કે " કોણ એ, ભાઈ ! "

આ સાંભળીને તરત ચોર બહાર નીકળ્યો. રાજાને કહે કે " ચાલો બીજે ઘેર. આંહી ખાતર નથી પાડવું. "

રાજા કહે " કાં ? "

ચોર બોલ્યો, " શેઠાણીએ મને ભાઇ કીધો. બ્હેનને તો કાંઇક દેવાય." એમ કહીને પાછો અંદર ગયો. પોતાની પાસે સોનાનો એક વેઢ હતો તે શેઠાણીની પથારીમાં મૂકી આવ્યો.

પછી બેય જણાં બીજે ઠેકાણે પહોંચ્યા.

ચોર અંદર જાય ત્યાં શેઠાણી સૂતેલાં. ચોરનો હાથ એક મીઠાની ગુણ ઉપર પડયો. એના મનમાં એમ થયું કે આ સાકર છે. એક ગાંગડો લઇને મોઢામાં મૂકે ત્યાં તો મીઠું. ચોર તરત બહાર નીકળ્યો.

રાજા કહે, " કેમ થયું ? "

ચોર બોલ્યો, " ભાઈ ! આ ઘરનું લૂણ ( મીઠું ) મારા પેટમાં પડયું. મારાથી લૂણહરામ થવાય નહિ. ચાલો બીજે ઘેર ! "

રાજાને થયું કે " આ તે ચોર કે સંત ? "

ત્રીજે ઘેર ગયા. રાજાએ રસ્તો દેખાડ્યો. ચોર અંદર જઇને અંધારામાં હાથ ફેરવે ત્યાં એક જુવારના કોથળામાં એનો હાથ પડ્યો. ચોર તરત બહાર નીકળ્યો, ને રાજાને કહ્યું કે " ભાઇ ! શુકન બહુ સારાં થયાં. જાર હાથમાં

આવી. પણ જે ઘરમાં શુકન થયાં તે ઘરને લૂંટાય? એ શુકન તો હવે ફળવાનાં. ચાલો બીજે ઘેર."

રાજા કહે, "ચાલ, ત્યારે રાજમહેલ ફાડીએ."

બેય જણા ચાલ્યા રાજમહેલમાં. રાજમહેલની અંદર દાખલ થાય ત્યાં એક પણ ચોકીદાર ન જોયો.

ચોર પૂછે છે, "ભાઇ! આ તે શું? ગામમાં કોઈ ચોકીદાર નહિ! દરબારગઢમાંયે કોઇ માણસ નહિ. રાજા વીર વિક્રમનો બંદોબસ્ત તો બહુ વખણાય છે ને?"

રાજા કહે, "અરે ભાઈ! એ તો બહાર મોટી મોટી વાતો સંભળાતી હશે. આંહી તો આવું જ અંધેર ચાલે છે. રાજા કાંઇ ધ્યાન નથી દેતા."

મહેલમાં રાણીજી હીંડોળાખાટ ઉપર સૂતેલાં. રાજા ચોરને કહે કે "આ ખાટના પાયા સોનાના છે. પાયા લઇ લઇએ એટલે છોકરાંનાં છોકરાં બેઠાં બેઠાં ખાય."

પણ ખાટ શી રીતે કાઢવી? રાણીજી જાગી જશે તો?

પછી ચોર એ ખાટ હેઠળ ઉપરાઉપરી ગાદલાં ખડકવા મંડ્યો. ખાટને અડે એટલો મોટો ખડકલો કર્યો. પછી છરી લઇને ચારે તરફથી ખાટની પાટી કાપી નાખી. એટલે રાણીજીનું શરીર, નીચે ગાદલાં હતાં, તેના ઉપર રહી ગયું.

પછી ચોરે દાંત ભરાવીને ખાટને આંકડીયામાંથી ખેંચી લીધી. પછી એને વીંખીને ચાર પાયા જુદા કાઢયા. ચારે પાયા લઇને બન્ને જણા પાછા ગઢની રાંગે પહોંચ્યા.

પેલો ચોર કહે, " લે, ભાઇ ! આ બે પાયા તારા ને બે મારા, સરખો ભાગ. "

રાજા કહે, " હું એકજ પાયો લઇશ. મહેનત તો તારી છે. "

ચોર કહે, " ના, તેંજ મને ઠેકાણું બતાવ્યું. તારી મહેનત પણ ઘણી છે. "

ત્યાં તો ઝાડ ઉપરથી એક ચીબરી બોલી.

તુરત ચોરે રાજાને કહ્યું, " ઓળખ્યા તમને. શાબાશ છે, રાજા ! માથે રહીને ચોરી કરાવી કે ? "

રાજા હસી પડ્યા અને પૂછ્યું, " તેં શી રીતે જાણ્યું કે હું રાજા ? "

ચોરે કહ્યું, " રાજાજી ! હું પંખીની બોલી પણ સમજું છું. આ જે ચીબરી બોલી એનો અર્થ એમ થાય છે કે આ ચોરીના માલનો માલીક તો આંહીજ ઉભો છે ! "

રાજાએ શાબાશી આપી. ચોરને પોતાને મહેલે લઈ ગયા. બીજે દિવસે મોટી કચેરી ભરીને ચોરને ઈનામ દીધું. એની નીતિના વખાણ કર્યાં. એને રાજમાં મોટી નોકરી દીધી.

# ગૌરી

---

એક હતો રાજા. એને પૈસા બહુ વહાલા. પૈસા મળે તો બીજું કાંઇ ન માગે. એની રાણી મરી ગયેલી. સંસારમાં એક દીકરી સિવાય એને બીજું કોઇ નહિ. એ કુંવરી એવી સુંદર કે દુનિયામાં એટલું રૂપાળું કોઇ નહિ. એના શરીરનો રંગ એવો ઉજળો કે જાણે શરીરમાંથી તેજ નીકળતું હોય એવું લાગે, એટલે જ રાણીએ એનું નામ " ગૌરી " પાડેલું.

એ દેશમાં ઘુરઘુરી નામની એક બહુજ કદરૂપી, કાળી કાળી, ખુંધવાળી, એક આંખે કાણી, એક પગે લંગડી, ને એક હાથે ઠુંઠી બાઇ રહેતી હતી. એ બાઇના મનમાં થતું કે એના જેવી રૂપાળી બીજી કોઇ નહિ. માણસો જ્યારે બોલે કે રાજકુંવરી ગૌરી બહુજ રૂપાળી, ત્યારે આ ઘુરઘુરીના મનમાં બહુ દાઝ થતી.

એક દિવસ રાજાજી ફરવા નીકળેલા. પાછાં ફરતાં રસ્તામાં એને બહુજ તરસ લાગી. સામેજ ઘુરઘુરીનું ઘર. રાજા ત્યાં પાણી પીવા ગયા. ઘુરઘુરે તો 'પધારો, પધારો' કહીને રાજાને ઘરમાં બેસાડયા. ઘરમાં ચારે કોર માટલાની માણ

માંડેલી. ઘુરઘુરીએ સોનાનો પ્યાલો લઇને એક માટલામાંથી શરબત રેડવા જાય ત્યાં તો માટલામાંથી શરબતને બદલે રૂપીઆની ધાર થઇ. ઘુરઘુરી કહે, 'અરે ! અરે ! શરબતનું માટલું કયાં ગયું ?' એમ કહીને બીજા માટલામાંથી રેડવા લાગી. ત્યાં તો સોના મહોરની ધાર થઇ. વળી બીજા માટલામાંથી ધાર કરે તો હીરા નીકળી પડે, કોઇમાંથી ઝવેરાત –પણ એકેયમાંથી શરબતની ધાર થઇ નહિ.

ઘુરઘુરી તો બૂમ પાડવા લાગી, " હાય, હાય ! મારા ઘરમાં આવું કોણે કરી નાખ્યું. શરબતનું માટલું કોણ ચોરી ગયું ? " આ બધું ખોટેખોટું. એ રાંડ જાણતી હતી કે રાજાને ધન બહુ વહાલું છે, એટલેજ એણે શરબતનું માટલું જાણી જોઇને લીધું નહોતું. રાજા તો આટલી માયા જોઇને થંભી ગયા. પછી એ રાંડે શરબતનો ગલાસ રાજાને પાયો, અને બોલી કે 'મારી સાથે પરણો, તો આ બધી માયા તમને મળે.'

એ સાંભળીને રાજાજી કુદકો મારીને ઉઠયા, ને બોલ્યા કે ' ચાલો, હમણાંજ વિવાહ કરીએ.' ઘુરઘુરી રાંડ કહે કે ' એમ નહિ. એક વાત રાખવી પડશે. જો હું તમારી સાથે પરણું તો તમારી દીકરી ગૌરીને તમારે મને સોંપવી. હું એને ફાવે તેમ કરૂં.' રાજાજી કહે કે ' ખુશીથી ખુશીથી, તું કહે તેમ.' ઘુરઘુરીની માયા જોઇને રાજાનું માથું ખસી ગયું હતું.

બીજે દિવસે સવારે રાજા ગૌરીને કહે કે આજે શણુ-ગાર સજો. આજ નવા રાણી આવશે. હું આજ ઘુરઘુરીની સાથે પરણુવાનો. ગૌરી જાણુતી હતી કે ઘુરઘુરી એને દેખી શકતી જ નહોતી. એણે પોતાની દાઇને જઇને કહ્યું કે 'મા, સાંભળ્યું કે આજ બાપુ ઘુરઘુરીને પરણુવાંના છે.' એમ કહીને તે રોવા લાગી.

રાણીજી આવે છે, નવાં રાણીજી આવે છે, એટલે બધાંય દોડાદોડ કરી રહ્યા હતા. રાજકુમારી તો એક લીલા રંગનું બનારસી ઓઢણું ઓઢીને બગીચાને એક ખુણે છાનીમાની બેઠી છે. થોડી વારમાં તો એને લાગ્યું કે હીરા મોતીના પોષાકવાળો એક ઘોડેસ્વાર, એક બહુજ સફેદ ઘોડો લઇને એની પાસે આવે છે. ઘોડેસ્વાર રાજકુમારીને પગે લાગીને બોલ્યો કે " મહારાજ તમને બોલાવે છે. " ઘોડેસ્વારનું મોઢું બહુજ રૂપાળું, લીલા રંગનો રેશમી પોષાક પહેરેલો, માથે ઝરીની ટોપી, જાણે એમ લાગે કે જાણે કોઇ રાજ-કુમાર. ગૌરી બોલી, " તમે કોણ છો ? તમને તો કોઈ દિવસ દેખેલ નથી."

ઘોડેસ્વાર કહે, 'મારૂં નામ પ્રતાપ. પરીઓની રાણીને તમે બહુ વહાલાં છો, એટલે તમને આ ઘોડો દેવા મને મો-કલ્યો છે, રાજકુમારી ! "

પછી એ સુંદર ઘોડા ઉપર ચડીને ગૌરી નવાં રાણીને તેડવા ચાલી. એ દેશનો એવો રીવાજ, કે ઘોડે બેસાડીને કન્યાને તેડી લાવે, અને વરને ઘેર વિવાહ થાય.

પોતે પરણવાની, રાણી થવાની, એટલે ઘુરઘુરી તો શણગાર સજવામાંથી નવરીજ શેની પડે. એક પગ લાંબો ને એક ટુંકો. એટલે ટુંકે પગે એક ચાખડી બાંધીને બેય પગ સરખા કરી નાખ્યા. પછી રાતી બનારસી સાડી પહેરી મોટો ઘુમટો તાણ્યો, એટલે મોઢું તો દેખાય નહિ. કોઇ જાણે કે કન્યા બહુ સ્વરૂપવાન હશે, પણ એની ખુંધનું શું કરવું? ઓઢણું ફેરવા ફેરવીને ઓઢે તોયે ખુંધ દેખાણા વિના રહે નહિ.

કન્યાને તેડવા એક સોનેરી સામાનવાળો લાલ ઘોડો આવ્યો છે. સાથે બે સ્વાર આવ્યા છે. પણ ઘુરઘુરી એ ઘોડા ઉપર બેસે જ શેની? રાજકુમારી ગૌરીના ઘોડાને હીરામોતીનો સામાન જોઇને એ રાંડ બોલી, "હાં, મારૂં આટલું મોટું અપમાન? આ છોકરીનો ઘોડો આવો રૂપાળો, અને મારે માટે તો જાણે ગધેડું મોકલ્યું હોય ને!"

સાચેસાચ રાજકુમારીના ઘોડા આગળ ઘુરઘુરીનો ઘોડો ગધેડા જેવોજ લાગતો હતો. પછી રાજા સાહેબે કુંવરીનો ઘોડો રાણીને અપાવ્યો. રાણી કહે છે કે એ લીલા પોષાકવાળો સ્વાર પણ મારે જ જોઇએ. એમ કરતાં હાથી, ઘોડા,



પા. ૧૦૯—ધુરધુરી ઘોડાનું પૂંછડું પકડીને લટકવા મંડી.

પાલખી શણગાર્યાં. નિશાન ઉડતાં જાય, શરણાઇ વાગતી જાય, ને કન્યા ચાલી પરણવા. અચાનક કોણ જાણે શું થયું કે ઘુરઘુરીનો ઘોડો એને લઇને જંગલમાં છુટી નીકળ્યો. રોક્યો રોકાય નહિ. ઘુરઘુરી બિચારી તો લસરી પડી ને ઘોડાનું પૂછડું પકડીને લટકવા માંડી. કાંટા ભરાણા ને એની સાડી ચીરાઈ ગઈ, અને એનું ચામડું પણ છોલાઈ ગયું, તોયે એણે ઘોડાની પૂછડી છોડી નહિ. રાજાનાં માણસો પાછળ છૂટ્યાં, પણ એ દેવતાઇ ઘોડો હાથ આવે ?

આખો દિવસ રખડી રખડીને સાંજે ઘોડો રાજમહેલમાં આવીને ઉભો. ઘુરઘુરી તો ખુબ રોઈ. પછી કહે કે એ બધું આ છોકરીએજ ઘોડાને શીખવેલું. રાજાને કહેજો કે મારે નથી પરણવું. હું તો આ ચાલી મારે ઘેર.

ત્યાં તો રાજા દોડતા આવ્યા. આવીને ઘુરઘુરીને કહે કે " માફ કર. હું હમણાંજ ગૌરીને તારી પાસે મોકલી દઉં છું. તારી મરજી પડે તેવી સજા તું એને કરજે. "

રાજકુમારી ગૌરીને બહુ બીક લાગી, પણ પ્રતાપે એને કહ્યું, " બીશો મા, કુમારી ! પરીઓની રાણીને તમે બહુ વહાલાં છો. "

પછી એક ઘરમાં એને પૂરીને ચાર દાસીઓએ એને લોઢાની ડાંગ લઇને ખુબ મારી. પણ આહા ! કેવી નવાઇ ! એ ડાંગના મારથી ગૌરીનાં લુગડાંના ચીરેચીરા

થઇ ગયા, પણ એને શરીરે જરાયે વાગ્યું નહિ. એકેય ડાઘ પણ ઉઠયો નહિ. ગૌરીને લાગ્યું કે પરીઓની રાણી મારી રક્ષા કરી રહી છે.

રાંડ ઘુરઘુરી તો રાણી થઇ. ગૌરીને, મરજી પડે તેમ દુઃખ આપે, તોયે એ રાંડને નિરાંત વળી નહિ. એક દિવસ રાતે ગૌરીને ઉંઘમાં ને ઉંઘમાં એણે જંગલમાં મોકલી દીધી. રાતમાં ગૌરી જાગી, ઘોર અંધારામાં એ છાતીફાટ રોવા લાગી, પણ એનું કોણ?

ઘુરઘુરીએ રાજાને કહ્યું કે કાલે ગૌરી નદીએ રમવા ગએલી ત્યાં પડીને તણાઈ ગઇ. એ સાંભળીને રાજાની આખમા પાણી આવ્યાં. નોકરચાકર પણ રોવા લાગ્યા.

આ તરફ ગૌરી પોકાર કરે છે કે હે! પરીઓની રાણી! હુ તમને ખરેખર જો વહાલી હોઉં તો મારી રક્ષા કરજો.

એટલામાં એ અંધારા વનમાં જાણે ઝાડને પાંદડે પાંદડે દીવા પ્રગટ્યાં. સામે જુએ તો કાચનો એક સુંદર રાજમહેલ. થોડી વારમાં તો પેલો પ્રતાપ એક સોનાની ગાડીને બે હરણીયાં જોડીને આવી પહોંચ્યો. એ કહે કે “ પધારો રાજકુમારી, પરીઓની રાણીએ તમને તેડવા આ ગાડી મો-કલી છે.”

હરણીયાંની ગાડીમાં બેસીને ગૌરી એ કાચના મહેલે જવા નીકળી. મહેલમાં જાય ત્યાં તો શરણાઇ વાગી, અને ફુલનો વરસાદ વરસ્યો. પરીઓની રાણી પોતે આવીને રાજકુમારીને અંદર લઇ ગઇ.

આવી રૂપાળી, આવી અલૌકિક મેડી તો માનવીના દેશમાં કયાંય ન મળે. જોઇ જોઇને ગૌરી ચકિત બની જાય. નવાઇની વાત કે એ બંગલાની એક ભીંત ઉપર ગૌરીના જીવતરની વાતો જ ચિતરેલી. જન્મી ત્યારથી આજ સુધી એના જીવતરમાં જે બનેલું તે બધુંય ચિતરેલું.

પરીઓની રાણી કહે, " તું મને બહુજ વહાલી છો, રાજકુમારી ! એટલેજ તારાં ચિત્રો મેં ચિતર્યાં છે, તું આંહી રહેજે. આ પ્રતાપ મારો દીકરો, એની સાથે તને પરણાવીશ."

રાતે ગૌરીને ઉંઘ આવે નહિ. પરીઓને ઘેર અપરંપાર સુખ, પણ એનું હૈયું પોતાના બાપને મળવા ટળવળી રહ્યું છે. સવારે ઉઠીને ગૌરી રાણીને કહે કે " મને મારે દેશ મોકલી આપો. બાપુને જોયા વિના હું શી રીતે જીવું ? "

પ્રતાપ કહે, "જો, હું તને આંહી બેઠાં તારા બાપુ બતાવું." એમ કહીને એણે ગૌરીની આંખો મીંચી દીધી, અને એના જમણા હાથની ટચલી આંગળી દાબી, પછી પૂછયું કે કાંઇ દેખાય છે, રાજકુમારી ? " ગૌરીએ જોયું તો એક ઓરડામાં

એના બાપુ રડે છે, ને ગૌરી, ગૌરી ઝંખે છે. પેલી રંડા ઘુરઘુરી પાસે ઉભી ઉભી બોલે છે કે "ગૌરી તો મરી ગઇ, એને ક્યાં બોલાવો, રાજા ?"

આંખ ઉપરથી પ્રતાપનો હાથ ખસેડીને રડતી રડતી એ બોલી, "કેવા કઠોર હૈયાના તમે ? તમારે પાયે પડું મને જાવા દો, બાપુ પાસે જાવા દો."

તુરત પ્રતાપ હરણુની ગાડીમાં બેસાડીને ગૌરીને એના બાપને દેશ લઇ ગયો. નીચે ઉતારીને ગૌરીને કહ્યું, "અમારે દેશથી જે માનવી ચાલ્યું આવે, તે જીવતું ને જીવતું ફરીવાર ત્યાં આવી શકે નહિ. કબરમાં દટાય પછી જ ત્યાં આવે." એટલું કહીને પ્રતાપ ચાલ્યો ગયો.

ધીરે ધીરે ગૌરી મહેલમાં ચાલી. એને જોઇને રાજાએ ચીસ પાડી કે "ભૂત, ભૂત!" પણ પછી એ સમજ્યા કે આતો જીવતી રાજકુમારી ગૌરી છે, એટલે દીકરીને બાઝી પડ્યા, ને રડવા લાગ્યા. ત્યાં તો પેલી ઘુરઘુરી આવી, ને બોલી, "ઓહો ! બેટા ગૌરી, તું ક્યાંથી, માડી ! તું શી રીતે આવી ? નદીમાંથી તને કોણે ઉગારી ? ચાલો, ચાલો, મારે ઓરડે." એમ કહીને એનો હાથ ઝાલીને એ રાંડ એને લઇ ગઇ. રાજા તો ટગર ટગર જોઇ રહ્યો, પણ કાંઈ બોલાણું નહિ.

ઘુરઘુરીને એક ડાકણુ બ્હેનપણી હતી. સાંજે ડાકણુ આવી એટલે એને બધી વાત કરી કે આ ગૌરી તો પાછી

આવી. હવે એને કાંઇ એવું કામ દઇએ કે એને બરાબર સજા થાય. ડાકણે સૂતરની એક આંટી દીધી, અને કહ્યું કે આ સૂતર ઉખેળી દેવાનું કહેજે. કરોળીઆની જાળ જેવું ઝીણું સુતર, હજાર હાથ લાંબુ, અને તદન ગુંચવાઇ ગયેલું. ઘુરઘુરીએ સવારે ગૌરીને એ દીધું, ને બોલી, "સાંજ સુધીમાં પૂરૂં નહિ કરે, કે એમાંથી એકેય દોરો તૂટશે, તો પછી જોઇ લેજે, તારા શું હાલ થાય છે."

ગૌરી શું કરે? સૂતર ઉકેલતી જાય, દોરા તૂટતા જાય અને ગૌરી આંસુ પાડતી જાય. ત્યાં તો કોણ આવ્યું? પ્રતાપ. લીલો લીલો એનો પોષાક. આવીને પ્રતાપે આખી આંટી ઉખેળી દીધી. પછી એ ચાલ્યો ગયો.

ઘુરઘુરી આવીને જુએ ત્યાં તો સૂતર તૈયાર. તોયે ગૌરીનો ખોટો ખોટો વાંક કાઢીને બે ચાર ધપ્પા મારી લીધા.

બીજે દિવસે ડાકણને બોલાવી. ડાકણે આવીને એક ભારો પીછાં દીધાં, ને બોલી, "ગૌરીને કહેજે કે આમાંથી ભાત ભાતનાં પંખીના પીછાંની નોખી નોખી ભારી બાંધી આપે."

ગૌરીને કામ દીધું. ઓહોહો! કેટલાં બધાં પીછાં? રાતાં, લીલાં, આસમાની, ને સોનેરી. એવાં પીછાંવાળાં પંખી ગૌરીએ કયાં જોયાં હતાં? પીછાંનો ભારો આઘે નાખીને રાજકુમારી રોવા લાગી. ત્યાં તો ભારાની અંદર

ખડખડાટ શેનો થયો ? ગૌરી જુએ ત્યાં તો અંદરથી પ્રતાપ નીકળ્યો. નીકળીને એણે પોતાની લાકડી પીછાં ઉપર ફેરવી. જોતજોતામાં તો રંગરંગના પીછાંની નોખી નોખી ઢગલી બની ગઈ. પ્રતાપ અલોપ થઈ ગયો.

સાંજે આવીને ઘુરઘુરી જુએ ત્યાં તો પીછાં બરાબર ગોઠવેલા. એની ખીજનો તો પાર નહિ. વળી પાછી એ તો દોડી પેલી ડાકણુ પાસે. ત્યાંથી એક નાની પેટી લઈ આવી. ગૌરીને કહે કે આ પેટી મારે ઘેર મેલી આવ. જોજે, એને તાળું નથી દીધું. રસ્તામાં ખબરદાર રહેજે. કોઇ ખોલે નહિ.

એના મનમાં થયું કે પેટી ઉઘાડવાની ના પાડી છે. એટલે નક્કી ગૌરી પેટી ઉઘાડવાની, ને ઉઘાડશે એટલે ખબર પડશે.

મોટા ખેતરમાં થઇને ગૌરી ચાલી. રસ્તામાં થયું કે લેને પેટી ઉઘાડું, અંદર શું છે ? ઉઘાડે ત્યાં તો અંદરથી ટીડડાં જેવાં અપરંપાર નાનાં નાનાં માણુસો નીકળી પડયાં. કોઇના હાથમાં ઈસરાજ, કોઇએ લીધેલી સારંગી, કોઇની પાસે સતાર, ને કોઇ વગાડે વાંસળી. નાચતાં નાચતાં ને ગાતાં ગાતાં બધાં નીકળતાંજ જાય. રાજકુમારીને તો ખુબ મઝા પડી. પણુ થોડીવારે એને ભાન આવ્યું. હવે આ બધાંને પાછાં પૂરવાં શી રીતે ? દડ દડ એની આંખમાંથી પાણી ઝરવા મંડયા. એને પ્રતાપ સાંભર્યો. એ બોલાવવા લાગી

" પ્રતાપ! ઓ પ્રતાપ! " ત્યાં તો લીલા પોષાકવાળો હાજર. પોતાની લાકડી અડકાડીને એણે બધાંય નાનાં માણસોને પાછા પેટીમાં પૂર્યાં.

ઘુરઘુરીનો લાગ કેમેય કરીને ફાવે નહિ. એના મનમાં થયું કે ગમે તેમ કરીને આને મારી નાખવી પડશે. નોકરોને કહીને એણે બાગમાં એક મોટો કુવો કરાવ્યો ને એના ઉપર એક પત્થર ઢાંક્યો. ગૌરીને લઇને આવી એ પત્થર આગળ. પત્થરો ઉંચો કરીને ગૌરીને ધક્કો માર્યો. ગૌરી કુવામાં પડી, એટલે પાછો પત્થર ઢાંકી દીધો.

કુવામાં માટી પોચી હતી, એટલે ગૌરીને વાગ્યું નહિ. ઘોર અંધકાર. એણે પોતાની દાઇમાને બૂમ પાડી. પણ કોણ સાંભળે? રડતી રડતી રાજકુમારી જમીન પર જ ઉંઘી ગઇ. ઉંઘમાં એ સ્વપ્નું જોવા લાગી. જાણે પરીઓની રાણી આવીને એના કાનમાં કહે છે કે " આ જ તારી કબર, રાજકુમારી! હવે તને મન હોય તો અમારે દેશ તેડી જાઉં. "

ગૌરી આ સાંભળીને ઝબકી ઉઠી. ચારે તરફ જાણે જમીન ધ્રુજતી હતી. ધીરે ધીરે ભીંતમાં એક બાંકોરૂ પડયું. એ બાંકોરામાંથી ગૌરીએ જોયું તો–પરીઓનો દેશ. ચંદ્રમાના અજવાળાથીયે ઉજળું તેજ ચળકી રહ્યું છે. એવો પેલો કાચનો મહેલ–એ મહેલને દરવાજે પરીઓ હાથમાં ફુલની માળા લઇને ઉભી છે. બધીએ મળીને ગૌરીને ફુલથી શણગારી. પછી તેડી ગઇ એ રાજકુમારીને રાણીજી પાસે.

# ચંદ્ર અને બુનો

---

ચીન દેશમાં એક રાજા રાજ કરે. તેને હતો એક પ્રધાન. આ પ્રધાન બહુ સેતાન. રાજાના રાજમાંથી ખુબ ખાઇ જાય. રાજા ભોળો, એટલે પ્રધાનનું કપટ સમજે નહિ.

રાજાએ એક બીજા દેશના રાજાની કુંવરી સાથે લગ્ન કર્યાં. નવી રાણી જેવી સ્વરૂપવાન તેવીજ ચતુર. રાજાજીના રાજના કામકાજમાં પણ એનું ધ્યાન પડે. રાજની બધીયે વાત સમજે. એને પરણીને રાજા બહુ સુખમાં દિવસો ગુજારતા. પણ પ્રધાનની લુચ્ચાઇ હવે ચાલતી નહોતી, કેમકે રાણીની આંખમાં ધૂળ નાખીને કાંઇ થઇ શકે તેવું નહિ.

પ્રધાને તો ખટપટ આદરી. રાજાજીના કાન ભંભેર્યા કે રાણી તમોને મારી નાખીને પોતાના ભાઇને રાજગાદીએ બેસાડશે. ખોટા સાક્ષી ઉભા કર્યા. બનાવટી કાગળીઆ બનાવ્યા અને ઝેરના લાડવા પણ તૈયાર કરાવ્યા.

ભોળો રાજા ભરમાઇ ગયો, અને હુકમ કર્યો કે રાણીને વનમાં મૂકી આવો.

રાણી તો ચોધાર આંસુ પાડતી વનમાં ચાલી. સાથે નાનાં બાળક અને એક નિમકહલાલ નોકર.



પા. ૧૧૯—એક બાળકને રીંછ મોઢામાં પકડી ઉપાડી જાય છે.

ઘોર જંગલ. રાત પડી ગઇ.

નોકર કહે કે " બાજી ! તમે આંહી બેસો તો હું વનમાંથી થોડાં લાકડાં વીણી આવું. રાતે ટાઢ વાશે. વળી જંગલી જનાવર પણ આવે. લાકડાંનું બળતું કરીશું તોજ રાત નીકળશે. " એમ કહીને નોકર ગયો વનમાં લાકડાં વીણવા.

રાજાની રાણી. ફુલ જેવા તો એના પગ. મહેલ બહાર કોઇ દિવસ પગ નથી મૂકયો. ટાઢ તડકો દેખેલ નથી. આજ આખો દિવસ ચાલી ચાલીને એ થાકી ગએલી, એટલે ઉંઘ આવી ગઇ. પાસે બે બાળકો પણ ધાવતાં ધાવતાં સૂઇ ગયાં.

થોડી વારે રાણી જાગીને જુએ ત્યાં તો એણે ચીસ પાડી. એણે શું જોયું ? એક મોટું રીંછ એના એક છોકરાને મોઢામાં પકડીને ઉપાડી જાય છે. ચીસો પાડતી પાડતી રાણી રીંછની પાછળ દોડી. દોડતાં દોડતાં કેટલેય આઘે નીકળી ગઇ.

આ તરફ એવું બન્યું કે એજ રાણીના બાપનો દેશ નજીક હતો. ત્યાંથી એનો ભાઇ વનમાં શિકારે નીકળેલો. એ રાજા ત્યાં આવી પહોંચ્યો. ઝાડની નીચે જુએ ત્યાં તો એક સુંદર બાળક સૂતેલું. રાજાને થયું કે ઓહો ! આ તો કોઇ દેવાંગનાનો દીકરો લાગે છે. એમ કહીને એ છોકરાને પોતાને દેશ લઈ ગયો.

હવે રાણી ખુબ ભટકી, પણ રીંછ હાથ ન આવ્યું. ત્યાં તો એને સાંભર્યું કે અરેરે ! મારૂં બીજું બાળક એ

ઝાડ નીચે જ પડી રહ્યું છે. વળી ત્યાંથી એ પાછી દોડી, અને આવી એ ઝાડ નીચે. ત્યાં તો બીજું બાળક પણ ન મળે. હાય હાય! મારા બેય છોકરાને ઉપાડી ગયા, એમ કહીને તે ખુબ રોઇ. એવી જુવાન સુકોમળ રાણીને છાતી-ફાટ રોતી સાંભળીને જંગલનાં ઝાડ પણ જાણે એની દયા ખાતાં હતાં. પવન પણ થંભી ગયો, અને આકાશમાં પુન-મનો ચંદ્રમા એક ટશે એની સામે જોઇ રહ્યો હતો.

નોકર પણ આવી પહોંચ્યો. એણે કહ્યું, "માજી! તમારા ભાઇનો દેશ આંહીથી આઘે નથી. ચાલો, ત્યાં જશું? રાણીએ કહ્યું, 'ભલે.' પણ એનાં દુઃખનો પાર નહોતો. થોડી-વારમાં તો એક લોઢાના દાંતવાળો, ને લોઢાના હાથપગવાળો રાક્ષસ આવ્યો. તે નોકરને ગદાથી મારીને રાણીને ઉપાડી ગયો.

હવે આ તરફ રીંછ એ છોકરાને પોતાની બખોલમાં લઇ ગયું. ત્યાં એનાં બચ્ચાંની પાસે એ બાળકને મૂકયું. બચ્ચાં ભૂખ્યાં હતાં. પણ કોણ જાણે શું થયું, કે એ પણ એ બાળકને ખાય નહિ. ઉલટાં એને શરીરે ને મ્હોંચે ચાટવા મંડયાં. એ બાળકને પણ બહુજ આનંદ થતો હતો, એટલે તે હસવા લાગ્યો. હાથ લાંબા કરીને રીંછનાં બચ્ચાંની ડોકે વળગવા લાગ્યા. રીંછણને પણ બહુજ હેત ઉપજ્યું. પછી તો પોતાનાં બચ્ચાંની સાથે સાથે એ છોકરાને પણ રીંછણ ધવરાવવા લાગી, ને છોકરો મોટો થવા મંડ્યો.

ઓહો ! શું એ છોકરાનું જોર ! જંગલમાં કોઇ જનાવરને જુએ કે દોડીને એનો જીવ લ્યે. મોટાં મોટાં રીંછ સાથે કુસ્તી કરે. આખા જંગલનાં જનાવર એની પાસે ગરીબ ગાય જેવાં. એક તો રાજાનો છોકરો, ને વળી રીંછણનું ધાવણ ધાવ્યો. દિવસ જતા ગયા તેમ એનો ત્રાસ વધતો ગયો. જંગલમાં કોઇ માણુસ પગ મેલી ન શકે. એના લાંબા લાંબા વાળ, મોટી દાઢી, હાથપગના નહોર વધેલા, અને નાગોપુગો ! આખા વનને ધ્રુજાવે. એનું નામ બુનો.

બીજી તરફ એવું બન્યું કે બીજા છોકરાને રાજા ઉપાડી ગયો ને એનું નામ પાડયું ચંદ્ર. કેમકે તે દિવસ પુનમની રાત હતી. ચંદ્રને રાજા પોતાના દીકરાની જેમ રાખે.

ચંદ્ર દિવસે વધે એવો રાતે ન વધે. રાતે વધે એવો દિવસે ન વધે. એનું રૂપ તો કયાંય માય નહિ. રાજાએ એને ભણાવ્યો. મહારથીના પણ માન મૂકાવે એવો ચંદ્રકુમાર થયો.

દેશમાં પોકાર થયો કે જંગલમાં કોઈ માનવીના રૂપવાળું રીંછ રંઝાડ કરી રહ્યું છે. મોટા રસ્તા બંધ થયા છે, ગામડાં ઉજજડ થયાં છે, ને માણુસો ખોવાયાં છે.

રાજાજી સભા ભરીને કહે કે “ આ રીંછને મારવા કોણ જાય છે ? ” સભામાં બધાંયનાં મોઢાં ઉતરી ગયાં.

કોઈ બીડું ઝડપે નહિ, ત્યારે પછી ચંદ્રકુમાર કહે કે "એ તો મારૂં કામ."

જંગલમાં ચંદ્રકુમાર એકલો ચાલ્યો. ઢાલ તરવાર બાંધેલી. એટલામાં તો " હું હું " કરતો બુનો આવી પહોંચ્યો. કોણ જાણે કેમ, ચંદ્રકુમારના મનમાં હેત ઉપજ્યું. એને થયું કે આહા ! આવા પ્રાણીને મારી નખાય નહિ, એને પકડીને રાજમાં લઇ જઇશ.

બુનોએ તરાપ મારી. ઘડી એકમાં તો ચન્દ્રકુમારનો પ્રાણ જાત, પણ એ બહાદુર કુમારે તુરત જ પોતાની ચકચકતી ઢાલ આડી ધરી. બુનો એકદમ પાછો હઠ્યો. એ ચકચકતી ઢાલમાં એણે પોતાનું રૂપ જોયું. એને થયું કે " અહો ! શું હું માણસ જેવો છું ? એકદમ એનું ઝનૂન ઓછું થઇ ગયું. ચંદ્રકુમાર ફાવ્યો. એણે બુનોને તરવાર ભોંકી. થાકીને બુનો પડી ગયો. ચંદ્રકુમાર કહે કે " ચાલ, મારી સાથે. " બુનોના મનમાં માનવીના જેવી મમતા વછૂટી. એ ચંદ્રકુમારની સાથે પોતાની મેળે ચાલ્યો ગયો.

રાજમાં આવ્યા ત્યાં તો લોકોની દોડાદોડ. મા છોકરૂં મૂકીને ભાગે, ધણી બાયડી મૂકીને પલાયન કરે. વેપારી દુકાન છોડીને દોટ કાઢે. ચંદ્રકુમાર બુનોને લઇને જ્યાં રાજદરબારમાં જાય ત્યાં તો દોડાદોડ. ચંદ્રકુમારે કહ્યું, " બીશો નહિ. બુનો આપણો દોસ્ત બન્યો છે. " પછી તો નાનાં

નાનાં છોકરાં પણ બુનોની પાસે આવે, ને એને પંપાળે. બુનો એનાં મોઢાં ચાટે. કોઇ પાપીયું છોકરૂં વળી એને લાકડી પણ મારી જાય. બુનો બોલે નહિ, ચાલે નહિ, બેઠો બેઠો હસ્યા કરે.

આમ દિવસો સુખમાં કાઢે છે ત્યાં વળી માણસોનાં ટોળાં ને ટોળાં પોકાર કરતા આવ્યાં કે "એક લોઢા રાક્ષસ આવીને માણસોને મારી જાય છે. કોઇ રક્ષા કરો! રક્ષા કરો!"

લોઢા રાક્ષસને કોણ મારવા જાય? સહુએ કહે કે "મોકલો આ બુનોને. બેઠો બેઠો ખાધા જ કરે છે; અને આ રાજકુમારને મોકલો. એને એવડો મોટો પગાર, ને વળી પોતાના પરાક્રમનું એને બહુ જ ગુમાન છે. હવે જોઇ લેશું કે એનામાં કેટલું પાણી છે?"

બુનો ને ચંદ્રકુમાર તૈયાર થયા. મંડ્યા ચાલવા. કેટલાં કેટલાં વન વીંધ્યાં, કેટલા ડુંગરા ચડ્યા, કેટલીયે મોટી મોટી નદીઓ તર્યા. પછી આવ્યો એક લોઢાનો પહાડ. આખો પહાડ લોઢાનો. ઝાડનું એક તરણુંયે નહિ. સૂરજના તેજમાં તપી તપીને પહાડ રાતોચોળ થયેલો. એ પહાડની અંદર લોહપૂરી નામે નગરી. નગરીને દરવાજે રાક્ષસોની ચોકી, અને મોટા મોટા ઘંટ બાંધેલા. આ બે ભાઇઓ

પહોંચ્યા, એટલે ઘંટ " ટણુણુ ટણુણુ " વગડ્યા. ઘડીવારમાં તો લોઢો રાક્ષસ આવી પહોંચ્યો. આ બે જણાને જોઇને તે ખુબ હસ્યો, " હા! હા! તમે મને મારવા આવ્યા છો? ઠીક, આ ઝાડ ઉપર મારી ઢાલ લટકે છે. એને ઉપાડો તો! કેટલુંક જોર છે તમારામાં?"

ચંદ્રકુમાર ઢાલને ઉપાડવા ઉઠયો, પણ ઢાલ જરાયે ચસ્કે જ શેની! ભોંઠા પડીને ભાઇ સાહેબ પાછા વળ્યા. રાક્ષસે હસીને બુનોને કહ્યું, " આવો, બેટાજી! તમે."

બુનોએ આખા ઝાડને ઝાલીને હલાવ્યું. કડડડ કરતું ઝાડ નીચે પડયું. ઢાલ નીચે પડી. આખો લોઢાનો પહાડ ધ્રુજી ઉઠયો. રાક્ષસના શરીરમાંથી જોર ચાલ્યું ગયું. રાક્ષસ મરવા જેવો થયો. મરતાં મરતાં બોલ્યો કે " મારૂં મોત આ ઢાલમાં હતું. આ ઢાલને ઉપાડનાર કોઇ જેવો તેવો ન હોય. મને વરદાન હતું કે જંગલના જાનવરને ધાવીને જે માણસ થયો હશે તેને હાથેજ હું મરીશ."

રાક્ષસ મરી ગયો. ચંદ્રકુમાર અને બુનો એ નગરીમાં ગયા, મોટાં મોટાં બંદીખાનામાં અપરંપાર માણસો પૂરેલાં. બધાંને ચંદ્રકુમારે છોડ્યાં. એક ઠેકાણે એક સુંદર બાઇ બેઠી બેઠી રડતી હતી. એના હાથ પગમાં બેડીઓ બાંધેલી. કુમારે બેડી છોડી, ને પૂછ્યું કે " માડી! તમે કોણ છો?"

બાઇએ કહ્યું કે " હુ ચીન દેશના રાજાની રાણી, મારા પતિએ મને વનવાસ દીધો, મારાં છોકરાં જંગલમાં ખોવાણાં, આજ વીસ વરસ થયાં હુ આંહી પડી પડી રહુ છું. આંહી એક વામનજી પણ છે. તેને તમે છોડાવો."

આઘે એક મોટી પત્થરની મૂર્તિ. ત્યાં એક વામનજી બેઠેલ. એણે કહ્યું કે " તમે મને છોડાવો છો. હું પણ તમને એનો બદલો દઇશ." એમ કહીને એ પત્થરની મૂર્તિને ત્રણ ટકોરા માર્યા, ને પૂછયું, " રે મૂર્તિ ! કહે આ કોણ છે ?"

મૂર્તિને વાચા થઇ. એણે ચંદ્રકુમારને કહ્યું, " તને ખબર છે ? તારાં માબાપ કોણ ?"

ચંદ્રકુમાર કહે, " ના, ઓ દેવી ! મને બધાંય નમાયો કહે છે."

મૂર્તિ કહે, " આ સામે ઉભી એ તારી મા. તારો ભાઇ બતાવું ? આ સામે ઉભેલો બુનો તારો ભાઇ."

પેલી બાઈ કહે, " ઓ દૈવી મૂર્તિ ! મને બધો ભેદ સમજાવો."

પછી મૂર્તિએ બધી વાત કહી.

મા અને બે દીકરા ખુબ ભેટ્યા. ત્રણે જણાં રાજમાં ગયાં. ત્યાં ખબર મળી કે આ તો આપણા મામાનું રાજ. મામા પણ બેય ભાણેજોને ખૂબ ભેટ્યા.

ચીનના રાજાએ પણ રાણીને વનવાસ કાઢયા પછી સાચી વાત જાણી પ્રધાનને દેશનિકાલ કર્યો.



# લક્ષ્મી

એક ગામમાં એક કજીઆળી બ્રાહ્મણી રહેતી. એને બે દીકરી. મોટી દીકરીનું નામ રાણી. રાણી બહુજ ખરાબ; એની મા જેવી કજીઆળી. નાનીનું નામ લક્ષ્મી. લક્ષ્મીનું જેવું નામ એવાજ એના ગુણ.

પણ મા તો લક્ષ્મીને દેખીજ શકે નહિ. રાણી પોતાના જેવી ખરીને એટલે એ માને વહાલી લાગે. લક્ષ્મી બિચારી કામ કરીને તૂટી મરે. રાણી કુભારજા જેવી, તદ્દન કુબડી. આખો દિવસ પગ ઉપર પગ ચડાવીને ઘરને ખુણે બેઠી રહે. લક્ષ્મી નાની તોયે બહુ મહેનતુ છોડી. રાંધણું કરે, સંજવારી કાઢે, ને પરોઢીયે ઉઠીને એક મોટી ગાગર હાથમાં લઇને પાસેના ઝરણામાં પાણી ભરવા જાય.

એક દિવસ લક્ષ્મી પાણી ભરવા ગઇ હતી. ત્યાં એક ડોશી આવી. ડોશી કહે, "બેટા! મને થોડુંક પાણી દઇશ? મને બહુ તરશ લાગી છે." ડોશીનાં મેલાં મેલાં લૂગડાં; બિચારી વાંકી વળીને ચાલે; માંદી એટલે લાકડીનો ટેકો દેતી જાય.

લક્ષ્મીને બહુ દયા આવી. ઝટ ઝટ જઇને સારૂં પાણી ભરી આવી. એ પાણી ડોશીને પાયું.

પણ એ કાંઇ ડોશી નહોતી. એ તો એક પરી હતી. પાણી પીને એણે કહ્યું, " માડી ! તું બહુ ડાહી દીકરી છે. તને વરદાન આપું છું કે તું જ્યારે જ્યારે બોલીશ ત્યારે તારા મોઢામાંથી હીરા મોતી ઝરશે. "

પાણી ભરીને લક્ષ્મી ઘેર આવી. મા એને વઢવા મંડી કે " નભાઇ ! ક્યાં હતી અત્યાર સુધી ? " લક્ષ્મી બોલી કે " મા ! મા ! એક ડોશી—" આટલું બોલતાં બોલતાં તો એના મોઢામાંથી ટપ ટપ કરતાં હીરા મોતી ઝરવા લાગ્યા. બ્રાહ્મણી તો થંભી ગઇ. એક વાર લક્ષ્મી સામે જુએ, ને બીજી વાર હીરા મોતી સામે ટાંપે. એ તો બોલવાજ મંડી કે " ઓય, ઓય, ઓય ! "

પછી લક્ષ્માએ એ ડોશીની વાત કહી. એ સાંભળીને બ્રાહ્મણી બોલી, " માડી રે ! સાચે સાચ શું એવું ? તો રાણીને કાલ મોકલીએ. રાણી ! ઓ બેટા રાણી ! ઝટ ચાલ તો ! આમ તો જો ! "



પા. ૧૨૬—ડોશીએ આશીષ દીધી—લક્ષ્મીના મોઢામાંથી
હીરા મોતી ઝરે છે.

ત્યાં તો રાણી આવી. મા કહે કે “ કાલ તું પાણી ભરવા જાજે. જોજે હો, એ ડોશીની સાથે કજીઓ કરતી નહિ. ”

બીજે દિવસ પરોઢીયું થયું નહિ ત્યાં તો રાણીને ગાગર આપીને ઝરણામાં મોકલી. રાણી તો તદ્દન માંદા જેવી. એને કાંઇ પાણી ભરવાનું મન નહોતું. એને તો હીરામોતી જોઈતાં હતાં. જઇને જ્યાં ગાગર ભરે, ત્યાં તો પેલી ડોશી આવીને ઉભી. ડોશી બિચારી હાંફતી હાંફતી કહે કે “ માડી ! થોડુંક પાણી દઇશ ? ”

રાણી તો ખીજાઇને બોલી, “ તારા બાપનું કાંઇ માગે છે ? આઘી જા, ડોકરી ! ”

પેલી તો ડોશી નહોતી, પરી હતી. એણે રાણીને વરદાન દીધું કે “ જા, તું બોલીશ ત્યારે તારે મોઢેથી એરૂ ને વીંછી ઝરશે ! ”

રાણી ઘેર ગઇ ત્યાં તો મા દોડતી દોડતી આવી. કહે કે “ કાં, બેટા ! શું થયું ? ”

રાણી તો ખીજમાં ને ખીજમાં કહે કે “ શું રાખ થાય ? ” આટલું બોલી ત્યાં તો કાળા કાળા એરૂ વીંછી એના મોઢામાંથી ખરવા લાગ્યા. જરાક બોલે ત્યાં એરૂ વીંછી ખરે.

મા દીકરીએ નક્કી કર્યું કે આ લક્ષ્મીનાંજ કામા. બેય જણાં લક્ષ્મીને મારવા જાય, ત્યાં તો આડી આવીને પરી ઉભી રહી. પરી કહે કે "હુંજ એ ડોશી!" આ બેય છોડીઓને તેમની પોતાની કરણીનાં ફળ મળ્યાં છે. તમારે ઘેર કાંઈ લક્ષ્મી શોભે?" એમ કહીને તે લક્ષ્મીને પોતાને દેશ તેડી ગઇ.



મરણીયું આયરલાંડ

આવતી તા. ૧૮ મીએ બહાર પડશે,

જેમાં,

આયરલાંડનો મૂળ ઇતિહાસ,

અંગ્રેજ સરકારનો જુલમ,

આયરીશ પ્રજાની તે સામે ઝુંબેશ,

ઇત્યાદિ રસપૂર્ણ અને હૃદયભેદક વૃત્તાંત છે.

કિંમત ૦-૮-૦ પોસ્ટેજ જુદું.

અગાઉથી નોંધાવનારને પોસ્ટેજ માફ

લખોઃ—સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર.

રાણપુર—બી. એસ. રેલ્વે.

કાઠિયાવાડ.